# ॐ का महिमा

ॐ है जीवन हमारा – ॐ प्राणाधार है,
ॐ है करता विधाता – ॐ पालन हार है,
ॐ है दुःखका विनाशक – ॐ सर्वाधार है,
ॐ है बल तेजधारी – ॐ करुणा नन्द है,
ॐ सबका पूज्य है – हम ॐ का पूजन करें,
ॐ के ही ध्यान से हम शुद्ध अपना मन करें,
ॐ के गुरु मन्त्र जपने से रहेगा शुद्ध मन,
दिन प्रतिदिन बुद्धि बढेगी धर्म में होगी लगन,
ॐ के जपने से हमारा ज्ञान बढता जाएगा,
अंतमें यही ॐ हमको मुक्ति तक पहुंचाएगा.

# गीता सार

जो मेरे भाग्यमें नहिं है
वो दुनियाकी कोइ भी शक्ति
मुजे नहिं दे सकती
और मेरे भाग्यमें है
उसे दुनियाकी कोइ भी शक्ति
छिन नहीं सकती
इश्वरीय शक्ति उस सम्भवको
सम्भव बना सकती है
अतः कर्म ही ''कामधेनु''
एवम् प्रार्थना ही ''पारसमणि'' है

# સત્સંગ



## અર્પણ

### રામદાસ સત્સંગ મંડળ – મુન્દ્રા

પ્રસ્તુતિ

**ગં. સ્વ. હેમવંતીબેન જેઠાલાલ ઠાકર**

બગડાઈ શેરી, મુન્દ્રા - કચ્છ.

# સવાયા વૈષ્ણવ જન



**સ્વ. જેઠાલાલ પુરૂષોત્તમ ઠાકર**

જન્મ તા. ૨૯-૦૩-૧૯૩૧ સ્વ. તા. ૧૫-૧૨-૨૦૦૬

## સંતવાણી

એક ઘડી આધી ઘડી, આધી મેં પુનિ આધ,
તુલસી સંગત સાધ કી, કટે કોટિ અપરાધ.
દયા ધર્મ કો મૂલ હૈ, પાપ મૂલ અભિમાન,
તુલસી દયા ન છોડીયે, જબ લગ ઘટમેં પ્રાન.
કબીર કહે કમાલકું દો બાતેં સીખી લે,
કર સાહેબકી બંદગી, ભૂખેકુ અન્ન દે.

—સમસ્ત ઠાકર પરિવારના જયશ્રી કૃષ્ણ

# વૈષ્ણવજન

વૈષ્ણવજન તો તેને કહીને,
જે પીડ પરાઈ જાણે રે;
પરદુઃખે ઉપકાર કરે તોયે,
મન અભિમાન ન આણે રે. ધ્રુ. ૧

સકળ લોકમાં સહુને વંદે,
નિંદા ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચલ રાખે,
ધન ધન જનની તેની રે....૨

સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી,
પરસ્ત્રી જેને માત રે;
જિહ્વા થકી અસત્ય ન બોલે,
પરધન નવ ઝાલે હાથ રે....૩

મોહમાયા વ્યાપે નહિ જેને,
દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે;
રામનામ શું તાળી લાગી,
સકળ તીરથ તેના તનમાં રે....૪

વણલોભી ને કપટરહિત છે,
કામક્રોધ નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં,
કુળ ઈકોતેર તાર્યા રે....૫

- નરસીંહ મહેતા

॥ શ્રી ગણેશાય નમઃ ॥

# સત્સંગ

## (ઉત્સવ તિથિ પ્રમાણે સ્તોત્ર)



આવૃત્તિ : પ્રથમ (૨૦૦૭)

નકલ : ૫૦૦ (પાંચસો)

કિંમત : પ્રેમપૂર્વક પાઠ

મુદ્રક : અશોક પ્રિન્ટરી
એસ. ટી. રોડ, માંડવી - કચ્છ.
☎ : (૦૨૮૩૪) ૨૩૦૩૫૬

પ્રસ્તુતિ : ગં. સ્વ. હેમવંતીબેન જેઠાલાલ ઠાકર
બગડાઈ શેરી, બંદર રોડ,
મુન્દ્રા - કચ્છ.

# અમારા પપ્પા...

મુન્દ્રા શહેરના રસ્તા અને શેરીઓમાં છ ફૂટની ઊંચાઈ, શ્યામ વર્ણ અને એકવડો બાંધો ધરાવતી, લાકડી લઈને નિયત સમયે જતી-આવતી એક વ્યક્તિને જોવા મુંદરાના દરેક નગરજનો ટેવાયેલા હતા. આ શહેરના નાના મોટા દરેક જનો તેમને 'ઠાકર સાહેબ' ના લાડકાં નામથી ઓળખતું હતું. સમાજમાં કેટલાક સજ્જનો એવા હોય છે કે જેણે પોતાનું સમસ્ત જીવન નિઃસ્વાર્થ ભાવે સમાજ સેવાને ચરણે ધર્યું હોય, તેમાં મુન્દ્રા શહેરના મૂક સેવક શ્રી જેઠાલાલ પુરુષોત્તમ ઠાકર હતા. 'શ્રી ઠાકર સાહેબ' ના હુલામણા અને લાડકાં નામથી સમગ્ર કચ્છમાં પ્રખ્યાત તે નખશીખ સજ્જન, નિષ્કલંક સેવાભાવી અને ઋજુ હૃદય ધરાવતાં પરોપકારી ધર્મનિષ્ઠ વ્યક્તિ હતાં.

બચપણથી જ તે પોતાના નિર્ણયો સ્વતંત્ર્ય રીતે લેતાં, તેનો પરિચય પાંચ વર્ષના હતા ત્યારે માતા-પિતા સાથે પરદેશ જવાની જગ્યાએ કાકા-કાકી પાસે દેશમાં રહેવાનો નિર્ણય લઈ અને આપ્યો.

માંડવીમાં એસ. એસ. સી. સુધીનું શિક્ષણ લઈ વિજ્ઞાન પ્રવાહમાં વલ્લભ વિદ્યાનગર ભણવા ગયા, પરંતુ પ્રથમ વર્ષમાં જ દેડકા ચીરવાની ના પાડી અને પ્રવાહ બદલી ડોકટર થવાના સ્વપ્નને અધુરૂં મુકી રાજકોટની રાજકુમાર કોલેજમાં વિનયન પ્રવાહમાં જોડાયા. આર્ટસ સાથે બી.એ. ની ઉપાધી મેળવી, માતા-પિતાના આગ્રહને વશ થઈ બહેરીન (ગલ્ફ) માં લીકર કંપનીમાં એકાઉન્ટન્ટ તરીકે જોડાયા. બે વર્ષ બાદ દેશમાં આવ્યા અને ૧૯૫૬ની સાલમાં વસંત પંચમીના શુભ દિને માંડવીના પ્રતિષ્ઠિત પરિવાર કલુમોદીના પુત્રી હેમવંતી સાથે લગ્નગ્રંથીથી જોડાયા. લગ્ન બાદ ફરી તેઓ પરિવારના આગ્રહથી પત્ની સાથે પરદેશ ગયા. પરંતુ સ્વમાનના પ્રશ્ને એ સમયના ભારતીય ચલણમાં ૪૫૦ રૂા. ના ઉચ્ચ પગારને ઠોકર મારીને સ્વદેશમાં જ

રહેવાનો સંકલ્પ કરીને આવ્યા. પ્રબળ દેશ ભાવના દાખવતા તેમણે કહેલું કે "મને દેશમાં મળતો સૂકો રોટલો મીઠો લાગશે, જ્યાં હું સ્વમાનભેર અને સ્વતંત્ર રીતે જીવી શકીશ." શૈક્ષણિક ક્ષેત્રે જ કાર્ય કરવાની નિષ્ઠા અને મક્કમ નિર્ધાર કર્યો.

વિવિધ સંસ્થાઓમાંથી તેમને ત્યાં જોડાવા માટે આમંત્રણ મળતા હતાં. તે જ સમયે આર. ડી. એજ્યુકેશન ટ્રસ્ટનું આમંત્રણ મળતાં તે તેમણે સહર્ષ સ્વીકાર્યું. આર. ડી. હાઈસ્કુલમાં શિક્ષક તરીકે જોડાયા અને મુન્દ્રા ખાતે સ્થાયી કારકિર્દીનો પ્રારંભ કર્યો. અને "મુન્દ્રાના જાણે ભાગ્ય ખૂલી ગયા" શરૂઆતના મુન્દ્રાના વર્ષોમાં નગર પંચાયતની ચૂંટણીમાં જંગી બહુમતી સાથે સન્માન પૂર્વક જીતી સદસ્ય બન્યા. પરંતુ રાજકારણમાં તે પોતાને ગોઠવી ન શકયા અને કાયમ માટે રાજકારણનો ત્યાગ કર્યો. તેમના પરોપકારી સ્વભાવના કારણે તેમણે પોતાના જીવનનો ધ્યેય "સેવા" બનાવ્યો.

તેમની પરોપકારી વૃત્તિ અને સામાજિક સેવાઓના કારણે મુન્દ્રાની વિવિધ સેવાકીય, સામાજીક પ્રવૃત્તિઓમાં આદરયુક્ત સ્થાન મેળવવા લાગ્યા. ફ્રેન્ડસ યુથ કલબ, ભારત સેવક સમાજ દ્વારા બાળકોનું પુસ્તકાલય, હોમ ગાર્ડઝ, વિદ્યાર્થીઓને નિઃશુલ્ક ટયુશન, કુમાર છાત્રાલયમાં અને ધનપરાગમાં નિયમિત નિઃશુલ્ક બાળકોને અંગ્રેજી અને ગણિત ભણાવતા. ગુજરાતી મુખ્ય વિષય સાથે બી.એ.બી.એડ્. હોવા છતાં ગણિત અને અંગ્રેજી પર વિશેષ પ્રભુત્વ હતું. વૈદિક ગણિતના જાણકાર હતા, તો ૧૦-૧૦ રકમની ઝડપી ગણતરી, ગુણાકાર - ભાગાકારની પદ્ધતિઓ અને ગણિત ગમ્મતના કોયડાઓ ઝડપથી ઉકેલતાં. બે ચાર નજીકના મિત્રો સાથે ૧૯૭૧માં શરૂ કરેલ અખંડ અને અવિરત ચાલતું "રામદાસ સત્સંગ મંડળ" એ પપ્પાના જીવનની પ્રવૃત્તિઓ અને આધ્યાત્મિક જીવનની દીવાદાંડી રૂપ બની, એક ઉત્કૃષ્ટ ઉદાહરણ બન્યું છે. આજે ૩૬ વર્ષથી નિયમિતપણે ચાલતાં સત્સંગ મંડળ દ્વારા અનેક લોકોને માર્ગદર્શન અને પ્રેરણા આપી મુન્દ્રામાં ધાર્મિક અને આધ્યાત્મિક

ચેતનાની જ્યોત જલાવી રાખી છે. રખડતાં-ભટકતાં અને પાગલ જેવી વ્યક્તિઓ સત્સંગનો સંગ લગાવી શાણા અને સમજદાર બનાવ્યા છે.

આ ઉપરાંત જલારામ અન્નદાન ફંડ, મધર ટેરેસા ફંડ, શ્રી હરીકૃપા ટ્રસ્ટ, પી. પી. પી. એન. ટ્રસ્ટ, ભાટીયા વેલ્ફેર ટ્રસ્ટ, રાધાક્રિષ્ના સેવા ટ્રસ્ટ જેવા અનેક ટ્રસ્ટો દ્વારા તેમણે આર્થિક નબળી સ્થિતિના જરૂરીયાત મંદ લોકોને નાત જાતના ભેદભાવ વગર દરેક પ્રકારની સહાય આપી હતી.

સ્વતંત્ર્ય વિચારસરણી ધરાવતાં હોવાથી મમ્મીને પણ હંમેશા સામાજીક કાર્યોમાં આગળ વધવા માટે એક સક્ષમ બળ પૂરૂં પાડયું. જે સમયે છોકરીઓ હાઈસ્કૂલમાં ન ભણતી ત્યારે નાની બહેન સ્વ. પ્રતિમાબેનને રાજકોટમાં બી.એ. કરવા માટે મોકલાવવા માટે ઘરના સભ્યોને સમજાવી શકયા અને બહેન પ્રતિમાને બી.એ. પૂર્ણ કરાવ્યું. તેમના સંતાનોને પણ તેમના નિર્ણયો લેવા માટે તેમણે પૂર્ણ સ્વતંત્રતા આપી હતી. તેમની પ્રમાણિકતા અને નિષ્ઠાની સુવાસ મુન્દ્રા, કચ્છના સીમાડા વટાવી દેશ-વિદેશમાં ફેલાયેલી હતી.

પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે જેમની આર્ષદષ્ટિ, પ્રેરણા અને હૂંફથી અમને જીવનની સફરમાં સતત માર્ગદર્શન મળતું રહ્યું તેવા પ્રાતઃસ્મરણીય અને પુણ્યશ્લોક એવા પપ્પા કે જેમણે પોતાના ઉમદા, મિલનસાર, ઉદાર સ્વભાવ અને બુદ્ધિ, શક્તિથી જેમણે અનેકના દિલ જીતી લીધાં હતાં. તેમના માટે જીવન ખરેખર ધન્ય હતું. પ્રભુ દીનદયાળ તેમના ધન્ય જીવાત્માને પરમ અને ચિરઃશાંતિ અર્પે એવી પ્રાર્થના સાથે આ અંજલી આપીએ છીએ.

**આશા – લેવિન – તૃપ્તિ – હેમાલી**

**(હૈદ્રાબાદ) (બેંગ્લોર) (મુન્દ્રા) (જામનગર)**

# પ્રસ્તાવના

તા. ૧૮-૧૨-૨૦૦૭ના દિવસે પ્રથમ પુણ્યતિથિ... ની શ્રદ્ધાંજલી સ્વરૂપે આ પુસ્તક પ્રગટ કરવાનો વિચાર જન્માષ્ટમીના દિવસે સત્સંગમાં આવ્યો. સત્સંગ પૂર્ણ થયા બાદ રજૂઆત કરી તો બધાએ તે સહર્ષ સ્વીકારી લીધી. નિત્ય સત્સંગ સિવાય વર્ષ દરમ્યાન આવતા મુખ્ય તહેવારોના ધોળ-પદ તે દિવસે બધા સમૂહમાં ગાઈ શકે તે શુભ આશયથી આ પુસ્તક બનાવવાનું નક્કી કર્યું. તેમાં કિરણભાઈ, નારાણભાઈ, પ્રિતિબેન, નૂતનબેન તથા તૃપ્તિએ મળી અને તેને ઓપ આપ્યો. જુના સત્સંગી બહેનો પાસેથી અલભ્ય પાઠ મેળવ્યા અને તેનો સમાવેશ કર્યો.

આ પ્રસંગે અમને લક્ષ્મીબેન રામૈયા, જયાબેન ત્રણટુકર, રેણુકાબેન બજરીયાએ પણ મદદ કરી. આ એક વર્ષ દરમ્યાન અમારા પર આવેલી આ દુઃખદ પરિસ્થિતિમાં અમને મુન્દ્રા-કચ્છ અને દેશ-પરદેશના અમારા પરિવારજનો અને સ્નેહીજનો તરફથી અમને જે હૂંફ મળી છે તે બદલ અમે સૌના ખૂબ ખૂબ આભારી છીએ. સૌના સહયોગના થકી જ અમે અમારા આ દુઃખદ દિવસોને હળવા કરી શકયા છીએ.

લી.

ગં.સ્વ. હેમવંતીબેન જેઠાલાલ ઠાકર

શ્રી શશીકાન્ત પી. ઠાકર

તથા સમસ્ત ઠાકર પરિવાર

# વિરલ વ્યકિતત્વ

## "શ્રી જે. પી. ઠાકર સાહેબ"

શ્રી "ઠાકર સાહેબ એટલે રામદાસ સત્સંગ મંડળ" એમ કહેવું કાંઈ ખોટું નથી. કેમકે લગભગ ૩૬ વર્ષ અગાઉ મુંદરામાં આ સત્સંગ મંડળની સ્થાપના તેમના દ્વારા કરવામાં આવી. આ પ્રવૃત્તિ માટે શ્રી છગનભા દુતિયા દ્વારા પ્રેરણા આપવામાં આવી અને નિત્ય સત્સંગ માટે તેમનું મકાનનો શરૂઆતનો ભાગ આપવામાં આવ્યો. સ્વ. શ્રી છગનભા દ્વારા આપવામાં આવેલ પ્રેરણાનો શ્રી ઠાકર સાહેબ, શ્રી રાવલ સાહેબ, શ્રી મૂળશંકર ભટ્ટ, શ્રી પાટણિયા સાહેબ જેવા સત્સંગ પ્રેમીઓએ આ વિચારને અમલમાં મૂક્યો અને શરૂઆતના વર્ષોમાં આ સત્સંગ શ્રી 'ઠાકર સાહેબ' ના નિવાસ સ્થાને સાંજે ૫-૩૦ થી ૬-૩૦ના સમયે થતો. ત્યાર બાદ અલાયદા રૂમ રૂપે શ્રી કિરણભાઈ રામૈયાના મકાન જે ઓધા શેરીમાં આવેલ છે. તેમાં કરવાનું નક્કી થયું અને સમય રાત્રે ૮-૩૦ થી ૯-૩૦નો થયો. જે સમયે આજ પર્યંત સત્સંગ ચાલુ છે.

ધીમે ધીમે તેમાં અન્ય સત્સંગ પ્રેમી ભાઈઓ અને બહેનો જોડાતાં થયા. તેના પરિણામ સ્વરૂપે આજ રોજ લગભગ ૪૦ થી ૫૦ ભાઈ-બહેનો નિયમિત આવે છે. શ્રી ઠાકર સાહેબના આદર્શોને મૂર્તિમંત કરવા સતત પ્રયત્નશીલ છે. આ સત્સંગ મંડળની ખાસ નોંધનીય બાબત છે, તેના સમયની પાબંધી. ઈ.સ. ૧૯૭૧ થી આજ સુધી કોઈપણ સંજોગો જેવા કે, વાવાઝોડું, ધરતીકંપ કે અન્ય કુદરતી આફતો સમયે પણ સત્સંગમાં એક પણ દિવસનો ભંગ થયો નથી. વર્ષ ૨૦૦૧માં ધરતીકંપને દિવસે જ્યારે સમસ્ત શહેરનું જીવન અસ્તવ્યસ્ત થઈ ગયેલ અને ભયના ઓથાર હેઠળ બધા સ્તબ્ધ અવસ્થામાં હતા,

તે રાત્રે પણ 'શ્રી ઠાકર સાહેબ' તથા 'શ્રી પાટણીયા સાહેબ' દ્વારા ૮-૩૦ થી ૯-૩૦ના સત્સંગના નિયત સમયે સત્સંગ હોલમાં જઈ અને નિત્યક્રમ પૂર્ણ કરી અખંડ સત્સંગની ટેક જાળવેલ. તે અદ્દભુત નિષ્ઠાનું પરિણામ છે. આવા સર્વના આદર્શ તથા સાચા અર્થમાં સંસારી સાધુ અને વૈષ્ણવજન એવા શ્રી ઠાકર સાહેબનું અચાનક અવસાન તા. ૧૮-૧૨-૦૬ના રોજ થયું. આ સમાચાર શહેરમાં ફેલાતા સમગ્ર શહેરે આઘાત અનુભવ્યો. પરંતુ તેમના આ સત્કાર્ય આ રામદાસ સત્સંગ મંડળ પરિવાર નિષ્ઠાપૂર્વક આગળ ધપાવે છે. તેમાં સ્વ. પૂજ્ય ઠાકર સાહેબ પરોક્ષ રીતે અમારી સાથે જ છે તેની અનુભૂતિ થાય છે.

તેમના હૃદયમાં રાય કે રંકનો ભેદ નહોતો. એવા એ મહાન વ્યક્તિ માટે સત્સંગમાં આવનાર દરેક વ્યક્તિ મહાન અને સર્વ સમાન એવો દૃષ્ટિકોણ રહ્યો હતો. તેઓશ્રી "એક ઘડી આધી ઘડી..." ની વાત સત્સંગમાં વારંવાર તેમના સ્વાનુભવ સાથે કહેતા...

આવા આ વિરલ વ્યક્તિત્વને લાખ લાખ વંદન અને પ્રણામ...

લી.

**શ્રીમતિ પ્રીતિ આર. સ્વાલી**

**શ્રી નૂતન ડી. બજરીયા**



# "શ્રી રામદાસ સત્સંગ મંડળ"

આ મંડળની સ્થાપના ૧૯૭૧માં પૂ. શ્રી છગનભાઈ, રાવલ સાહેબ, શ્રી ઠાકર સાહેબ જેવા બે ત્રણ વ્યક્તિઓના સાનિધ્યમાં એક નિયમિત બેઠકના રૂપમાં શરૂ કરવામાં આવી. જે અખંડ જ્યોતની માફક આજે ૩૬ વર્ષ પછી પણ અવિરત પણે દરરોજ રાત્રે ૮-૩૦ થી ૯-૩૦ કલાકે ચાલુ છે. હાલ આમા નિયમિત ૪૦ થી ૫૦ સત્સંગી ભાઈ-બહેનો આવે છે.

રાત્રે ૮-૩૦ના ટકોરે કોઈપણ સંજોગોમાં સત્સંગ... "શ્રી ગિરિરાજ ધરણ કી જય" ના નાદ સાથે શરૂ કરવામાં આવે છે. મારુતી નંદન હનુમાનજીનું આસન મૂકી સર્વે દેવોના આહ્‌વાન બાદ શ્રી ઠાકર સાહેબ દ્વારા નિર્ધારિત સત્સંગ, સારા ધાર્મિક પુસ્તકમાંથી પાંચ મિનિટ વાંચન કરવામાં આવે છે, ત્યાર બાદ અઠવાડિયાના વાર અને અગિયારસના દિવસ માટેના નિયત થયા મુજબના પાઠ સમૂહમાં કરવામાં આવે છે.

"ૐ નમો ભગવતે વાસુદેવાય" નો જાપ (૧ માળા) સમૂહમાં કરવામાં આવે છે. સમય અનુસાર બે-ત્રણ ભજનો સત્સંગી ભાઈ-બહેનો દ્વારા ગવડાવવામાં આવે છે. અંતમાં સર્વે દેવોને વિદાય આપી શાંતિ પાઠ કરી પ્રસાદનો મહિમા ગાઈ, પ્રસાદ વિતરણ કરી સત્સંગ સભા પૂર્ણ થાય છે. "રામદાસ સત્સંગ મંડળ" નો આ નિત્યક્રમ છે. દર સાલની ૨૦ નવેમ્બર વાર્ષિક દિવસ મનાવવામાં આવે છે.

આ સત્સંગ મંડળમાં દરેક કાર્ય ખૂબ જ આયોજન પૂર્વક કરવામાં આવે છે. તેમાં દરરોજ આપવામાં આવતી પ્રસાદી તથા અગિયારસ, તેરસ, પૂનમ જેવા ખાસ દિવસે

કરવામાં આવતી પ્રસાદી સત્સંગી ભાવિકો તરફથી નિયત થયેલ છે તે પ્રમાણે જે તે દિવસે વિતરણ કરવામાં આવે છે.

ભાટીયા શેરીમાં શ્રી રામદાસભા દુતિયાના મકાનમાં આ સત્સંગ નિયમિત ચલાવવામાં આવે છે. પરંતુ શુભ પ્રસંગે અથવા પુણ્યતિથિ નિમિત્તે કોઈ પણ ભાવિક દ્વારા આમંત્રણ આપવામાં આવે તો કોઈપણ જાતના ભેદભાવ વગર સત્સંગ પ્રેમીની લાગણીને માન આપી અને તે ભાવિકના ઘરે સત્સંગ કરવામાં આવે છે. તેજ રીતે શનિવાર અથવા મંગળવારે કોઈ પણ ભાવિકના મનોરથ રૂપે હોમાત્મક કે પાઠ રૂપે સુંદર કાંડનો પાઠ પણ સત્સંગ મંડળ દ્વારા કરવામાં આવે છે.

આદરણીય સ્વ. શ્રી ઠાકર સાહેબના સિદ્ધાંતો પ્રમાણે આ મંડળમાં સર્વ સમાન છે. નાત-જાત, ઊંચ-નીચ, ગરીબ-તવંગર જેવા કોઈ પણ ભેદ-ભાવ અહીં રાખવામાં આવતા નથી. મુ. શ્રી ઠાકર સાહેબના સ્વર્ગવાસ બાદ તેમના સુપુત્રી શ્રી તૃપ્તિબેન પણ આ મંડળમાં સક્રિય થયા છે. દરેક સત્સંગી ભાઈ-બહેનો મંડળનું ગૌરવ વધારવામાં હંમેશા સફળ રહેશે અને તેમાં સ્વ. પૂ. ઠાકર સાહેબના આર્શીવાદ પરોક્ષ રૂપમાં અમને મળતાં રહેશે...

લી.

શ્રી કિરણભાઈ સોની

શ્રી નારાણભાઈ માલમ



# ❋ અનુક્રમણિકા ❋

દર મહિનાની ૧૮ તારીખે
સ્વ. ઠાકર સાહેબની પૂણ્યતિથિ નિમિતે

## અર્જુન બોલ્યા

સમાધિમાં સ્થિતપ્રજ્ઞ, જાણવો કેમ, કેશવ ?
બોલે, રહે, ફરે, કેમ, મુનિ જે સ્થિર બુદ્ધિનો ? ૧

## શ્રી ભગવાન બોલ્યા

મનની કામના સર્વે, છોડીને આત્મમાં જ જે,
રહે સંતુષ્ટ આત્માથી, તે સ્થિતપ્રજ્ઞ જાણવો. ૨

દુઃખે ઉદ્વેગ ના ચિત્તે, સુખોની ઝંખના ગઈ;
ગયા રાગ-ભય-ક્રોધ, મુનિ તે સ્થિર બુદ્ધિનો ૩

આસક્ત નહિ જે કયાંય, મળ્યે કાંઈ શુભાશુભ,
ન કરે હર્ષ કે દ્વેષ, તેની પ્રજ્ઞા થઈ સ્થિર ૪

કાચબો જેમ અંગોને, તેમ જે વિષયો થકી
સંકેલે ઈન્દ્રિયો પૂર્ણ, તેની પ્રજ્ઞા થઈ સ્થિર. ૫

નિરાહારી શરીરીના, ટળે છે વિષયો છતાં;
રસ રહી જતા તેમાં, તે ટળે પેખતાં પરં, ૬

પ્રયત્નમાં રહે તોયે, શાણાયે નરના હરે
મનને ઈન્દ્રિયો મસ્ત, વેગથી વિષયો ભણી, ૭

યોગથી તે વશે રાખી, રહેવું મત્પરાયણ
ઈન્દ્રિયો સંયમે જેની, તેની પ્રજ્ઞા થઈ સ્થિર. ૮

વિષયોનું રહે ધ્યાન, તેમાં આસક્તિ ઊપજે,
જન્મે આસક્તિથી કામ, કામથી ક્રોધ નીપજે. ૯

ક્રોધથી મૂઢતા આવે, મૂઢતા સ્મૃતિને હરે,
સ્મૃતિલોપે બુદ્ધિનાશ, બુદ્ધિનાશે વિનાશ છે. ૧૦

રાગ ને દ્વેષ છૂટેલી, ઈન્દ્રિયો વિષયો ગ્રહે,
વશેન્દ્રિય સ્થિરાત્મા જે, તે પામે છે પ્રસન્નતા; ૧૧

પામ્યે પ્રસન્નતા તેના, દુ:ખો સૌ નાશ પામતાં;
પામ્યો પ્રસન્નતા તેની, બુદ્ધિ શીઘ્ર બને સ્થિર. ૧૨

અયોગીને નથી બુદ્ધિ, અયોગીને ન ભાવના,
ન ભાવહીનને શાંતિ, સુખ ક્યાંથી અશાંતને ? ૧૩

ઈન્દ્રિયો વિષયે દોડે, તે પૂંઠે જે વહે મન,
દેહીની તે હરે બુદ્ધિ, જેમ વા નાવને જળે. ૧૪

તેથી જેણે બધી રીતે, રક્ષેલી વિષયો થકી
ઈન્દ્રિયો નિગ્રહે રાખી, તેની પ્રજ્ઞા થઈ સ્થિર. ૧૫

નિશા જે સર્વસર્વ ભૂતોની, તેમાં જાગ્રત સંયમી
જેમાં જાગે બધાં ભૂતો, તે જ્ઞાની મુનિની નિશા. ૧૬

સદા ભરાતા અચલ પ્રતિષ્ઠ,
સમુદ્રમાં નીર બધાં પ્રવેશે;
જેમાં પ્રવેશે સહુ કામ તેમ,
તે શાંતિ પામે નહિ કામકામી. ૧૭

છોડીને કામના સર્વે, ફરે જે નર નિ:સ્પૃહ
અહંતા-મમતા મૂકી, તે પામે શાંતિ, ભારત. ૧૮

આ છે બ્રહ્મદશા, એને પામ્યે ના મોહમાં પડે;
અન્તકાળેય તે રાખી, બ્રહ્મનિર્વાણ મેળવે.

  

કારતક સુદ ૧
પડવો - ગોવર્ધન પૂજા

# શ્રી ગિરિરાજ ચાલીસા

## ❋ સાખી ❋

વ્રજભૂમિ વ્રજાંગના, વ્રજવાસી વ્રજરાજ
એ ચારોંકો મુકુટ હૈ, જય જય શ્રી ગિરિરાજ
શ્રી કૃષ્ણ ચરણરજ, મસ્તક ધરી, બૈઠો હૈ
ગિરિરાજ એ ગિરિરાજ કૃપા કરેં, સફલ કરે અવતાર.

જય હો જગ બંદિત ગિરિરાજા, બ્રજ મણ્ડલકે શ્રી મહારાજા. ૧
વિષ્ણુ રૂપ તુમ હો અવતારી, સુન્દરતા પૈ જગ બલિહારી. ૨
સ્વર્ણ શિખર અતિ શોભા પાવેં, સુર મુનિ ગણ દરશન કૂં આવેં. ૩
શાંત કન્દરા સ્વર્ગ સમાના, જહાઁ તપસ્વી ધરતે ધ્યાના. ૪
દ્રોણગિરિકે તુમ યુવરાજા, ભક્તનકે સાધો હૌ કાજા. ૫
મુનિ પુલસ્ત્યજીકે મન ભાયે, જોર વિનય કર તુમ કૂઁ લાયે ૬
મુનિવર સંઘ જબ બ્રજમેં આયે, લખિ બ્રજભૂમિ યહાઁ ઠહરાયે. ૭
વિષ્ણુ ધામ ગૌલોક સુહાવન, યમુના ગોવર્ધન વૃન્દાવન. ૮
દેવ દેખી મનમેં લલચાયે, બાસ કરન બહુ રૂપ બનાયે. ૯
કોઉ બાનર કોઉ મૃગકે રુપા, કોઉ વૃક્ષ કોઉ લતા સ્વરૂપા. ૧૦
આનન્દ લેં ગોલોક ધામકે, પરમ ઉપાસક રૂપ નામકે. ૧૧
દ્વાપર અંત ભયે અવતારી, કૃષ્ણચન્દ્ર આનન્દ મુરારિ. ૧૨
મહિમા તુમ્હરી કૃષ્ણ બખાની, પૂજા કરિબેકી મન ઠાની. ૧૩
બ્રજવાસી સબકે લિએ બુલાઈ, ગોવર્ધન પૂજા કરવાઈ. ૧૪
પૂજન કૂઁ વ્યંજન બનવાયે, બ્રજવાસી ઘર ઘર તે લાયે. ૧૫
ગ્વાલ બાલ મિલિ પૂજા કીની, સહસ્ત્ર ભુજા તુમને કર લીની. ૧૬
સ્વયં પ્રકટ હો કૃષ્ણ પૂજા કીની, માઁગ માઁગકે ભોજન પામેં. ૧૭

લખિ નર-નારી મન હરષાવેં, જૈ જૈ જૈ ગિરિવર ગુણ ગાવેં. ૧૮
દેવરાજ મનમેં રિસિયાએ, નષ્ટ કરન બ્રજ મેઘ બુલાએ. ૧૯
છાયા કર બ્રજ લિયૌ બચાઈ, એકઉ બૂંદ ન નીચે આઈ. ૨૦
સાત દિવસ ભઈ બરસા ભારી, થકે મેઘ ભારી જલધારી. ૨૧
કૃષ્ણચન્દ્રને નખ પૈ ધારે, નમો નમો બ્રજકે પખવારે. ૨૨
કરિ અભિમાન થકે સુરસાઈ, ક્ષમા માઁગ પુનિ અસ્તુતિ ગાઈ. ૨૩
ત્રાહિમામ્ મૈં શરણ તિહારી, ક્ષમા કરો પ્રભુ ચૂક હમારી. ૨૪
બાર-બાર બિનંતી અતિ કીની, સાત કોસ પરિકમ્મા દીની. ૨૫
સંગ સુરભિ ઐરાવ્રત લાયે, હાથ જોડ કર ભેંટ ગહાયે. ૨૬
અભયદાન પા ઈન્દ્ર સહાયે, કરિ પ્રણામ નિજ લોક સિધાયે. ૨૭
જો યહ કથા સુનૈં ચિત્ત લાવેં, અન્ત સમય સુરપતિ પદ પાવેં. ૨૮
ગોવર્ધન હૈ નામ તિહારૌ, કરતે ભક્તનકો નિસ્તારૌ. ૨૯
જો નર તુમ્હરે દર્શન પાવેં, તિનકે દુઃખ દૂર હ્વૈ જાવેં. ૩૦
કુણ્ડનમેં જો કરેં આચમન, ધન્ય ધન્ય વહ માનવ જીવન. ૩૧
માનસી ગંગામેં જો ન્હાવેં, સીધે સ્વર્ગ લોક કૂં જાવેં. ૩૨
દૂધ ચઢા જો ભોગ લગાવેં, આધિ વ્યાધિ તેહિ પાસ ન આવેં. ૩૩
જલ ફલ તુલસી પત્ર ચઢાવેં, મનવાંછિત ફલ નિશ્ચય પાવેં. ૩૪
જો નર દેત દૂધકી ધારા, ભરૌ રહે તાકૌ ભણ્ડારા. ૩૫
કરેં જાગરણ જો નર કોઈ, દુઃખ દરિદ્ર ભય તાહિ ન હોઈ. ૩૬
શ્યામ શિલામય નિજ જન ત્રાતા, ભક્તિ મુક્તિ સરબસકે દાતા. ૩૭
પુત્રહીન જો તુમ કૂં ધ્યાવેં, તાકૂં પુત્ર પ્રાપ્તિ હ્વૈ જાવેં. ૩૮
દંડૌતી પરિકમ્મા કરહીં, તે સરજહિ ભવસાગર તરહીં. ૩૯
કલિમેં તુમ સમ દેવ ન દૂજા, સુર નર મુનિ સબ કરતે પૂજા. ૪૦

જો યહ ચાલીસા પઢૈ, સુનૈ શુદ્ધ ચિત્ત લાય
સત્ય સત્ય યહ સત્ય હૈ, ગિરિવર કરેં સહાય
ક્ષમા કરહું અપરાધ મમ, ત્રાહિ મામ્ ગિરિરાજ
શ્યામ બિહારી શરણમેં, ગોર્ધન મહારાજ

કારતક સુદ ૨
ભાઈબીજ

# યમ દ્વિતીયા

જનમ ધરી શ્રી યમુનાજીમાં ન્હાય,
પાપ મેલી સ્હેજે પવિત્ર થાય.
યમરાય યમુના ઘેર આવ્યા,
બંધવડે કંઈ બહેની કરીને બોલાવ્યા,
બંધવ તુજમાં જોર દીસે છે ઝાઝું,
તે માટે હું પસલી તારી પાસે માંગુ
માંગુ માંગુ જે કોઈ મારા જળમાં ન્હાય,
તેને ઘરે તારૂં તેડું નવ થાય,
યમરાયે હસીને દીધા વચન,
ત્યારે શ્રીમહારાણીજી થયા છે પ્રસન્ન.
યમરાય હસીને બોલ્યા વાણી,
જેને અંગે અડે તમારા પાણી,
તેને ઘેર કદાપિ નવ જાઉં,
ઘણું દુષ્ટ હોય તોય,
ન બોલાવું, ઘણો પાપી હોય,
તોયે ન બોલાવું,
યમરાયે હસીને દીધાં વચન,
ત્યારે શ્રી મહારાણીજી થયા છે પ્રસન્ન
ધન્ય ધન્ય વ્રજમાં કીધો છે વાસ,
બલિહારી જાય શ્રી માધવદાસ

કારતક સુદ ૭
જલારામ જયંતિ

# શ્રી જલારામ ચાલીસા

❀ દોહા ❀

અન્નદાન એ શ્રેષ્ઠ દાન, જપે ન જલિયા જૂઠ,
રામ નામને લૂંટત રહે, જો લૂંટી શકે તો લૂંટ.

ભારત ભૂમિ સંતજનોની, ભક્તિની કરતા લહાણ. ૧
ગરવી ગુર્જર ગરવી ગાથા, વીરપુરે સંત જલાણ. ૨.
આવો સંતો સત્સંગમાં, સત્સંગનો રંગ મહાન. ૩
ગર્વ ગળ્યા કંસ રાવણના, આતમરાજાને સાચો જાણ. ૪
છોડ લાલન પાલન દેહનાં, ત્યજી તમામ ગુમાન. ૫
મળ્યો જે મનખો મોંઘેરો, જપ રામનામ હર ત્રાણ. ૬
રામ નામમાં મગ્ન સદા, સર્વદા રામના દાસ. ૭
તુલસી અને જલિયાણના, દિલમાં રામનો વાસ. ૮
દિલમાં રામનો વાસ જેને, સંસારનો ના ત્રાસ. ૯
રહે ભલે સંસારમાં, મનડું રામજી પાસ. ૧૦
તમામ જીવમાં રામજી પેખે, મુખમાં રામનું નામ. ૧૧
પ્રેમરસ પી અને પિવરાવે, ધન ધન શ્રી જલારામ. ૧૨
ભક્તિ ખાંડાની ધાર છે, પળ પળ કસોટી થાય. ૧૩
હસતાં મુખે દુઃખ સહે, હરિ વહારે ધાય. ૧૪
સતગુણથી સુખ મળે, ને સુખ શાંતિ થાય. ૧૫
સુખ શાંતિમાં આનંદ સાચો, આનંદ આતમ રામ. ૧૬
હરિના જનમાં હરિ વસે, વદી રહ્યા જલિયા રામ. ૧૭
ચમત્કાર ત્યાં નમસ્કાર, જય રામ કૃષ્ણ ગાય. ૧૮

આતમરામને રામ જાણવા, પરચાઓ કંઈ સર્જાય. ૧૯
અનુભવ વિનાનું જ્ઞાન કાચું, અનુભવ ગુરુ મહાન. ૨૦
શંકાથી શ્રદ્ધા ડગે, શ્રદ્ધા હરિથી મહાન. ૨૧
વાચ કાછ ને મનથી, સદા ભજતાં જલારામ. ૨૨
અધૂરાં રે ન આદર્યાં, પૂરણ કરે જલારામ. ૨૩
બાપાના પરચા હજાર, લખતાં ન આવે પાર. ૨૪
ભાવના ભૂખ્યા ભગવાન, બતાવે બાપા વારંવાર. ૨૫
સેવા-ત્યાગની જીવતી મૂરત, જલારામ તણો અવતાર. ૨૬
નોંધારાના આધાર બાપા, યાદ કરો લગાર. ૨૭
જીવતા દેહ લાખનો, લાખની શ્રદ્ધા આજ. ૨૮
ભંડારી બાપાનાં વીરબાઈ, સતી પતિવ્રતા કહેવાય. ૨૯
અવધૂત સંગે જાતા, કદી ના જે અચકાય. ૩૦
ત્યાગ-બલિદાનની અપૂર્વ ગાથા, સવર્ણ અક્ષરે અંકાય. ૩૧
સતી પુણ્યે જલિયાણ ભક્તિ, બની ગઈ સવાઈ. ૩૨
તુલસી મીરાં કબીરાદિ, ને અન્ય સંત સાંઈ. ૩૩
સંસારમાં રહીને સદા, સદ્‌ભક્તિ માર્ગ બતાઈ. ૩૪
મનમાં ધારો શ્રીરામને, વનમાં શા માટે જાય. ૩૫
વાત બધી સ્વાનુભવની, સુણો ભગિની ભાઈ. ૩૬
રસોઈ ચારસોની હતી, જમવા આઠસો તૈયાર. ૩૭
મૂંઝાયા સાસુમા ત્યારે, મેં આપી હામ લગાર. ૩૮
વદ્યો મુખથી જય જલારામ, આઠસો ઓડકાર ખાય. ૩૯
વધ્યો મોહન થાળ છતાં, ઘરનાં ખાતાં ન ધરાય. ૪૦

卐 卐 卐

❋ અગ્નિનો ધર્મ છે : કાં તો ફેલાવું, કાં તો ઓલવાઈ જવું, પણ ખરેખર ફેલાઈ તો જેને જેને સ્પર્શે તેને પોતાની જેમ જવલંત બનાવે.

# કનૈયાના લગ્ન

કનૈયાના લગ્ન જુઓ રે, સંકેત વનમાં થઈ રહ્યા,
સંકેત વનમાં થઈ રહ્યા, આનંદ ઓછવ થઈ રહ્યા,
કેળને કેવડિયાનાં સીજા આજે રોપાઈ રહ્યા....કનૈયા
આસોપાલવનાં તોરણ જુઓ મંડપ બંધાઈ રહ્યા....કનૈયા
નંદબાવા તો સાજન લઈને મંડપમાં ચાલી રહ્યા,
જશોદાજી મોડ બાંધી, રમણ દીવડો લઈ રહ્યા....કનૈયા
ગોવાળીયા ટોળે મળી, વરઘોડોમાં નાચી રહ્યા,
સુભદ્રાજી બેની વીરાને લૂણ તો ઊતારી રહ્યા....કનૈયા
ભ્રુખુ ભાણેજ સામૈયું કરવા આગળ વધી રહ્યા,
કીર્તીજી તો કન્યાદાનની તૈયારીઓ કરી રહ્યા....કનૈયા
ગાયોના દાન આજ મંડપમાં દેવાઈ રહ્યા,
રાધાજીની સૈયર સર્વે શણગાર સજી આવી રહ્યા,
સોળે શણગાર સજીને રાધાજી કેવા શોભી રહ્યા....કનૈયા
રાધાજીને સૈયર સર્વે શિખામણ દઈ રહ્યા,
રાધાજીને વળાવવાની તૈયારી કરી રહ્યા....કનૈયા
સાસુ સસરાની સેવા, બેની સ્નેહથી સ્વીકારજો,
સસરાને દેખી ઘુંઘટ, તમે રે પ્રેમથી કાઢજો....કનૈયા
સાસુજીને પાયે તમે પ્રેમથી રે લાગજો,
સસરા દેખી ઘુંઘટ, તમે આઘેરા તાણજો કનૈયા,
બલભદ્ર જેઠ દેખી તમે ઝીણું ઝીણું બોલજો,
સુભદ્રા નણંદીના લાડકોડ પુરા કરજો....કનૈયા
માતા પિતાની આશિષ લઈને રાધાજી ચાલી રહ્યા,
સહિયર શુભમંગળ ગીતો સર્વે ગાઈ રહ્યા કોરાણે,
સત્સંગ મંડળ ભેગા થઈને દર્શન કરવા ચાલો,
વલ્લભના સ્વામી પ્રભુ રસીક શિરોમણી,
રાધાકૃષ્ણ જુગલ જોડી રૂપે શોભી શોભી રહ્યા....કનૈયા

માગસર સુદ ૭
શ્રીનાથજીનો પાટોત્સવ

# શ્રીનાથજીનાં ધોળ

શ્રીનાથજી તે છેલ બિરાજતા જો,
સખી ચાલો તો જઈએ શ્રીજી શહેરમાં જો,
શ્રીગોવર્ધનનાથજી બિરાજે લીલા લહેરમાં જો,
શ્રીનાથજી...

પહેલા દર્શન તે મંગળાના હરખીઆં જો,
મહારા નાથનાં સ્વરૂપ નેણે નિરખીઆં જો,
શ્રીનાથજી...

બીજા દર્શનમાં શૃંગાર વહાલે બહુ ધર્યા જો,
મારા નાથને શ્રીલક્ષ્મીજી વર્યા જો,
શ્રીનાથજી...

ત્રીજાં દર્શન તે ગ્વાલ બાલ ભોગનાં જો,
મુખે મુરલી ને છડી લીધી છેલમાં જો,
શ્રીનાથજી...

ચોથા દર્શન તે રૂડા રાજભોગનાં જો,
વિવિધ ભાતની સામગ્રી સંજોગમાં જો,
શ્રીનાથજી...

પાંચમાં દર્શન તે ઉત્થાપનનાં સાંભળ્યાં જો,
શંખ વાગ્યો ને વૈષ્ણવ થયા ઉતાવળા જો,
શ્રીનાથજી...

છઠ્ઠા દર્શન તે ભોગ સંજોગનાં જો,
વિવિધ અમૃત મેવા ધર્યા ઉમંગમાં જો,
શ્રીનાથજી...

સાતમાં દર્શન તે આરતિના મન ઠર્યા જો,
ભીડ ભારીને વૈષ્ણવ બહુ મળ્યા જો,
શ્રીનાથજી...

આઠમાં દર્શન તે શયન કર્યા શ્રીહરિ જો,
દર્શન કરીને વૈષ્ણવ આનંદ ભરી જો,
શ્રીનાથજી...

ચટુલાલ મટુલાલજી બિરાજે લીલા લહેરમાં જો,
શ્રી ગિરિધર લાલજી બિરાજે લીલા લહેરમાં જો,
શ્રીનાથજી...

વહુજી ભાભીજી બેટીજી મહારાજ છે જો,
એમને આઠે દર્શનનો ઘણો ભાવ છે જો,
શ્રીનાથજી...

જે કોઈ ગાય શિખે ને સાંભળે જો,
તેહનો ચરણ કમળમાં વાસ છે જો,
શ્રીનાથજી...

એમનાં દર્શન થકી સુખ થાય જો,
હરીદાસ શ્રીવલ્લભ ગુણ ગાય છે જો,
શ્રીનાથજી...

卐 卐 卐

* પ્રાર્થના એટલે બે હાથ જોડી ઈશ્વરને કરેલી આજીજી માત્ર નહિ, પ્રાર્થના એટલે પ્રભુ પ્રત્યેના પ્રેમની અભિવ્યક્તિ.

# ગીતા જયંતિ

(રાગ : કોઈ કહેશો કે ભગવાન કેવા હશે...)

કોઈ પૂછે ગીતાજી મને કેમ રે ગમે,
કેમ રે ગમે મારા મનમાં રમે...કોઈ

(૧) ગ્રંથો ઘણાય માનવીનું નિર્માણ છે,
ગીતા પ્રભુના મુખ કેરી રસ લ્હાણ છે,
પ્રેમભરી વાણીમાં હૈયું વિરમે,
હું તો કહું છું ગીતાજી મને એટલે ગમે...

(૨) સુંદર સ્ત્રીઓ ઘણી જગમાં દેખાય છે,
માતાનો પ્યાર નહિ સૌમાં પમાય છે,
માંના ખોળામાં સંતાપો શમે...
હું તો કહું છું...

(૩) મૃતમાં ચૈતન્ય ભરે સૌમાં શૂરવીરતા,
સત્ય કહે ગર્વ હરે લાવે ગંભીરતા,
આશ્વાસન એના નિરાશા દમે...હું તો...

(૪) ધર્મગ્રંથ કેવળ ના જીવનનો ગ્રંથ છે,
વિશ્વને બતાવે એ સાચો જ પંથ છે,
શાસન સર્વત્ર એનું કોઈપણ શમે...હું તો...

(૫) જ્ઞાનીને જ્ઞાન મળે, વિવેક વિદ્વાનને,
કર્મયોગ સમજાવે સાચા કર્મવાનને,
ભક્તિ છે ભાવભરી મસ્તક નમે...હું તો...

(૬) સૃષ્ટિનો સર્જક સાકાર અહીં થઈ ગયો,
અંતરની વાત બધી ગીતામાં કહી ગયો,
કૃષ્ણ ગમે તે ગીતા ગમે...હું તો...

# બરસાનામાં ખેલે છે હોળી

(રાગ : દીદી તેરા દેવર દીવાના)

બરસનામાં ખેલે છે હોળી,
પેલો કાન કાળો ને રાધા ગોરી,
સાથે ગોપ ગોપીની ટોળી...પેલો કાન

છબીલા છાંટી છે પીચકારી એવી,
રાધીકાની હાલત બની જોવા જેવી,
ભીંજાઈ ગઈ છે ચુંદડીને ચોળી...પેલો કાન

નટખટ છે વાંકો નંદજીનો લાલો,
બન્યો છે ઘેરૈયો મોહન મોરલીવાળો,
રંગીલા એ રંગમાં દીધી રોળી...પેલો કાન

નાચે નર ને નારી તાલી કેરા તાલે,
રાધાએ રંગ્યો છે કાનાને ગુલાલે,
વૈષ્ણવોએ નિરખી અજબની જોડી...પેલો કાન



## પ્રાર્થના

સાથ હમકો દીજિયે ભગવાન, શીઘ્ર સારે દુર્ગુણો કો દૂર કિજીએ.
દૂર હમશે કદી ન હોના, લીજીએ હમકો શરણ સદાચારી બને.
બ્રહ્મચારી ધર્મ રક્ષણ વીર વૃતધારી બને, નિંદા કિસકી હમ કિસીસે ભૂલકર ના કરે.
સત્ય બોલે, જૂઠ ત્યાગ કરે, પ્રેમસે હી ગુરૂજનો કી નિત્ય હી સેવા કરે.
દિવ્ય જીવન હો હમારા તેરા નામ, ગાયા કરે પ્રભુજી નામ ગાયા કરે.

# રંગે રમે રાધાનો રસીયો રંગે રમે

(રાગ : રંગે રમે આનંદે રમે)

રંગે રમે રંગે રમે રાધાનો રસિયો રંગે રમે,
કુંજન માં જોવાને ગ્યાતા અમે....રાધાનો રસીયો

ભરી ભરી રંગ પ્રભુ મારે પીચકારી,
ગીરધરની સાથે જાય રાધાજી હારી,
અમને સહુને એ તો બહુ રંગે....રાધાનો રસીયો

રાધાજી ઊડાડે ખૂબ અબીલ ગુલાલ,
દોડો હરાવા સૌ જશોદાના લાલને,
ગોપ ગોવાળ એની પાછળ ફરે....રાધાનો રસીયો

હસી હસી મોહનજી મીઠું મીઠું બોલે,
તોયે રાધાજી ઘુંઘટ ના ખોલે,
આવીને સ્વર્ગના દેવો નમે....રાધાનો રસીયો

રમતા વાલમજીને વાણલીયા વાયા,
રંગે નવનીતલાલ પુરા રંગાયા,
રાધા રસીયાને કહે જીત્યા તમે....રાધાનો રસીયો



# વિશ્વંભરની કરામત

એક તારો વિશ્વાસ, હારે પ્રભુ એક તારો વિશ્વાસ.
જન્મ્યા પહેલા જગના નાથે, કર્યો મોટો ઉપકાર જોને,
હાડમાંસના દેહ મધ્યે, દૂધના ભર્યો ભંડાર જોને....એક તારા
કોશેટામાં કીટ રહે છે, જગદીશ પૂરે આહાર જોને,
હાથીને મણ કીડીને કણ, વિશ્વંભર આધાર જોને....એક તારા

મહા વદ ૧૪ શિવરાત્રી

# શ્રી રાવણકૃત - શિવતાંડવ સ્તોત્રમ્

જટાટવીગલજ્જલપ્રવાહપાવિતસ્થલે,
ગલેડવલમ્બય લમ્બિતાં ભુજંગતુંગમાલિકામ્ ॥
ડમડુમડુમડુમન્નિનાદમડુમર્વયં ચકાર,
ચણ્ડતાણ્ડવં તનોતુ નઃ શિવઃ શિવમ્ ॥ ૧ ॥

જટાકટાનસમ્ભ્રમભ્રમન્નિલિમ્પનિર્ઝરી,
વિલોલવીચિવલ્લરીવિરાજમાનમૂર્ધનિ ॥
ધગદ્ધગ દ્ધગજ્જવલલ્લાલાટ પટ્ટપાવકે,
કિશોરચન્દ્રશેખરે રતિઃ પ્રતિક્ષણં મમ ॥ ૨ ॥

ધરાધરેન્દ્રનન્દિનીવિલાસબન્ધુબન્ધુ રસ્ફુર,
દિંગન્તસન્તતિપ્રમોદમાનમાનસે ॥
કૃપાકટાક્ષાધોરણીનિરૂધદુર્ધરાપદિજ,
કવાલિદિગમ્બલે મનો વિનોદમે તુ વસ્તુનિ ॥ ૩ ॥

જટાભુજંડ્ગપિડગલસ્ફુરત્ફણામણિપ્રભા
કદમ્બકુડકુમદ્રવપ્રલિત્યેદિગ્વગૂમખએ ॥
મદાન્ધસિન્ધુરસ્ફુર ત્વગુત્તરીચમેદુરે,
મનો વિનોદમદ્દ્ભુતં વિભર્તુભુતભાર્તરિ ॥ ૪ ॥

સહસ્ત્રલોચનપ્રભૃશ્ત્યસેષલેખરોખર,
પ્રશૂનધૂલિધોર રણીવિધૂસર ડિઘ્ર પીઠમુઃ ॥
ભુજંગરાજમાલયા નિબદ્ધજાટજુટકઃ
શ્રિયૈ ચિરાય જાયચાં ચકોરબન્ધુશેખરઃ ॥ ૫ ॥

લલાટયત્વરજ્જલદ્ધનન્જયસ્ફુલિડગભા-
નિપીતપન્ચસાકયં નબન્નિળિમ્પનાયકમ્ ॥

સુધામયૂખીલેઅચાવિજમાશેખર:
મહાકયાલિંમસમ્પદે શિરોજટાલમસ્તુ ॥ ૬ ॥

કરાલભાલપટ્ટિકાધગદ્ધગદ્ધગજ્જવલ-
દ્ધનન્જયાધરીકૃતપ્રચણ્ડપંચસાયંકે ॥
ધરાધરેન્દ્રનન્દિનીકુચાગ્રચિત્રપત્રક-
પ્રકલ્પનૈકશિલ્પિનિ ત્રિલોચને મતિર્મમ ॥ ૭ ॥

નવીનમેઘમણ્ડલી નિરૂદ્ધદુર્ધરસ્ફુર-
ત્કુહૂ નિશીથિનીતમઃ પ્રબન્ધબન્ધુકન્ધરઃ ॥
નિલિંપનિર્ઝરીધરસ્તનોતુ કૃત્તિસિન્ધુરઃ
કલાનિધાનબંધુરઃ શ્રિયં જગદ્ધુરંધર ॥ ૮ ॥

પ્રફુલ્લનીલપડકજપ્રપન્ચકાલિમચ્છટા,
વિડમ્બિકણ્ઠકન્ધરારૂચિપ્રબન્ધકન્ધરમ્ ॥
સ્મરચ્છિદં પુરચ્છિદં ભવિચ્છદં મખચ્છિદં,
ગજચ્છિદાંધકચ્છિદં તમંતકચ્છિદં ભજે ॥ ૯ ॥

અખર્વસર્વમંગલાકલાકદમ્બમંજરી-
રસપ્રવાહમાધુરીવિજૃમ્ભણામધુવ્રતમ્ ॥
સ્મરાન્તકં પુરાન્તકં ભવાન્તકં મખાન્તકં
ગજાન્તકાન્ધકાન્તકં તમન્તકાન્તકં ભજે ॥૧૦॥

જયત્વદભ્રવિભ્રિમભ્રમદ્ભુજડગ-
મસ્ફુરદ્ધગદ્ધગદ્વિનિર્ગતકરાલભાલહવ્યવાટ્ ॥
ધિમિદ્ધિમિદ્ધિમિધ્વનંમંગતુડગમડગલ,
ધ્વનિક્રમપ્રવર્તિતપ્રચંડતાંડવઃ શિવઃ ॥૧૧॥

દૃષદ્વિચિતતલ્પયોર્ભુમૌક્તિકસ્ત્રજો-
ર્ગરિષ્ઠરત્નલોષ્ઠયોઃ સુહૃદ્વિપક્ષપક્ષયોઃ ॥
તૃશ્ણારવિંદચક્ષુષોઃ પ્રજામહીમહેન્દ્રયોઃ
સમં પ્રવર્તયંમનઃ કદા સદા શિવં ભજે ॥૧૨॥

કદા નિલિંપનિર્ઝરીનિકુંજકોટરે વસન્
વિમુક્તદુર્મતિઃ સદા શિરઃસ્થમંજલિં વહન્ ॥
વિમુક્તલોલલોચનાંલલામભાલલંનક
શિવેતિ મંત્રમુચ્ચરન્ કદા સુખી ભવામ્યહમ્ ॥૧૩॥

ઈમં હિ ન્તિયમેવમુક્ત મુત્ત મોન્તમ્ સ્તવં
પઠન્સ્મરબ્રુવન્નરો વિશુદ્ધિમેતિ સન્તતમ્ ॥
હરે ગુરૌસુભક્તિમાશયાતિ નાન્યથગતિં-
વિમોહનં હિ દેહિનાંસુશંકરસ્ય ચિન્તનમ્ ॥૧૪॥

પૂજાવસાનસમયે દશવકત્રગીતં
યાઃ શમ્ભુપૂજનમિદં પટતિ પ્રદોષે ॥
તસ્ય સ્થિરાં રથગજેન્દ્રતુરડગયુક્તા
લક્ષ્મી સદૈવ સુમુખી પ્રદદાતિ શમ્ભુઃ ॥૧૫॥

॥ ઈતિ શ્રીરાવણકૃતં શિવતાણ્ડવ સ્તોત્રં સંપૂર્ણમ્ ॥

# દ્વાદશ જ્યોતિર્લિંગાનિ

સૌરાષ્ટ્રે સોમનાથં ચ શ્રીશૈલે મલ્લિકાર્જુનમ્ ।
ઉજ્જયિન્યાં મહાકાલમોંકારમમલેશ્વરમ્ ॥ ૧ ॥

પરલ્યાં વૈદ્યનાથં ચ ડાકિન્યાં ભીમશંકરમ્ ।
સેતૂબન્ધે તુ રામેશં નાગેશં દારુકાવને ॥ ૨ ॥

વારાણસ્યાં તુ વિશ્વેશં ત્ર્યમ્બકં ગૌતમી તટે ।
હિમાલયે તુ કેદારં ઘુષ્મેશં ચ શિવાલયે ॥ ૩ ॥

એતાનિ જ્યોતિર્લિંગાનિ સાયંપ્રાતઃ પઠેન્નરઃ ।
સપ્તજન્મકૃતં પાપં સ્મરણેન વિનશ્યતિ ॥ ૪ ॥

# હોળીનું પદ

આજ બિરજમેં હોળી રે રસીયા,
હોળી રે રસિયા બરજોરી રે રસિયા....આજ

કૌન ગાઁવકો કુંવર કનૈયા,
કૌન ગાઁવકી ગોરી રે રસિયા....આજ

નંદ ગાઁવકો કુંવર કનૈયા,
બરસાને કી ગોરી રે રસિયા....આજ

પાંચ બરસકો કુંવર કનૈયા,
સાત બરસની ગોરી રે રસિયા....આજ

ઈતતે આયે કુંવર કનૈયા,
ઊતતે રાધા ગોરી રે રસિયા....આજ

અબીલ ગુલાલ ઔર અરગજા,
કેશર પિચકારી મારી રે રસિયા....આજ

કૃષ્ણ કે હાથ કનક પિચકારી,
રાધા કે હાથ ગુલાબ હો રસિયા....આજ

સૂર શ્યામ પ્રભુ ચતુર શીરોમણી,
મારો ચિત્ત ગયો ચોરી હો રસિયા....આજ



(૨)

રાધાવર ખેલત હોળી ...ટેક
નંદગામ કે ગ્વાલે ઈતે, ઉત બરસાને કી ગોરી,
ડફ કરતાલ બજાવત ગાવત, કેસર કુમ-કુમ ઘોરી,
પરસ્પર રંગમે ....રાધાવર ખેલત...

ગાવત ગારી ગવાર માનો, નવ નાગરી જોબન જોરી,
નંદલાલ બડો રસિયા હે હમસે કરત કછુ જોરી,
ફાગુન મે કોનકી જોરી ....રાધાવર ખેલત...

દશોદીશમેં ગુલાલ ઘુમડ રહ્યો કાહુ ન લખન પર ચોરી,
ઔચક આય ઘાય ચંદ્રાવલી, લલીતાદિક સબ દોરી,
ગહ્યો કુંવર વર જોડી ....રાધાવર ખેલત...

મોર મુગટ વનમાલ મુરલીકા, પિતાંબર લિયો છોરી,
ભામિની વેશ બનાય કહત હે નંદરાયકી છોરી,
બની છબી કામક મોરી ....રાધાવર ખેલત...

દે દે તાળી નચાવત ગ્વાલિન અપની અપની ઓરી,
વા દિનકી સુધભૂલ લલારે, યમુના તટ ચીરહરયોરી,
આજ સખી દાવ પરયોરી ....રાધાવર ખેલત...

કૃષ્ણ સંગ ફગુવા જો ભામતો ટેકર બહુત નિહોરી,
હે આધીન વૃષભાન સુતાકે વિનંતી કરે કર જોડી,
દેઉ અપનો કર છોરી ....રાધાવર ખેલત...



(૩)

બરજો જસોદાજી કાન્હા ...ટેક
મેં જલ યમુના ભરન જાતહી, મારગ નિકસ્યો આન...
બરજત હી મેરી ગાગર ફોડી, લે અબિલ મુખસાના,
સખી સબ હેત હે સાના, મેરો લાલ પરનામેં ઝુલે,
બાલક હૈ નાદાન, યે કયાં જાને રસ કી બતિયાં,
કયાં જાને ખેલ જહાંના, કહાં તુમ ભુલી સાતા...૨
તુમ સાંચી તુમરો સુત સાંચો, હમરી કરત બઠાના,
"સૂરદાસ" વૃજવાસિન ત્યાગે, વૃજ સેં અંત ન જાના,
કરો અપના મનમાના...૩

(૪)

બરસાને કી નવલ નાર મિલિ, હોરી ખેલન આઈ હો ॥
વરવટ જાય યમુના તટ, ઘેરે કુંવર કન્હાઈ હો ॥૧॥
અતિ જીતી કેસરી રંગ ભીની, સાડી સુરંગ સુહાઈ હો ॥
કંચન બરન કંચુકી ઉપર, જલકત જોબન જાઈ હો ॥૨॥
કેસર કસ્તુરી મલયાગર, ભોજન ભરી ભરી લાઈ હો ॥
અબીલ ગુલાલ ફેંટ ભરી ભામીની, ડરન કનક પિચકારી હો ॥૩॥
ખેલત ખેલત રસિક શિરોમણી, રાધા જુ નિકટ બુલાઈ હો ॥
ઋષિકેશ પ્રભુ રીઝી શ્યામ ઘન, વળામણા પહેરાઈ હો ॥૪॥



(૫)

નેહ લાગ્યો મેરો શ્યામ સુંદરસો ...ટેક
આયો બસંત સબી બન ખિલે, ખેલન ફુલી હૈ સરસો,
મેં પીરી ભઈ પિયા કે વિહરસો, નિકસત પ્રાણ ઈઘરસો,
કહો જાંઈ બંસીધરસો ॥

ફાગુનમેં સબ હોળી ખેલત હૈ, અપને અપને વરસો ॥
પિયકે વિયોગ જોગન વ્હૈ નિકરી, ધૂર ઉડાવત કરસો,
ચલી મથુરાકી ડગરસો ॥૨॥

ઉધો જાય દ્વારકામેં કહીયો, ઈતની અરજ મેરી હરિસો,
બિરહ વ્યથાસે જિયરા ડરત હૈ, જબતે ગયે હરિ ઘરસો ॥
હરશ દેખનકો હો તરસો ॥૩॥

"સૂરદાસ" મેરી ઈતની અરજ હૈ, કૃપાસિંધુ ગિરીધરસો,
ગહરી નદીયા નાવ પુરાની અબકે ઉગારો સાગરસો,
અરજ રાધાવરસો ॥૪॥

(૬)

સાંવરો હોળી ખેલન આયો ...ટેક

મૈં દહીં વેચન ગઈતી વૃંદાવન મારગ આડો પાયો ॥
મહી માટ મેરો સઘરો ઢુલાયો, માખન લુંટી લુંટી ખાયો,
લાલ એ જશોદાજીકો જાયો ॥૧॥

વૃંદ્રાવનકી કુંજ ગલીનમેં ખેલ ભારી મચાયો ॥
લાલ ગુલાલ અબીલ ઉડાયો, મુઠી ભરી ભરી ઘોર્યો,
લાલ સાંવરે બાદલ છાયો ॥૨॥

સબ સખિયન મીલ મોહન ઘેર્યો, રંગ દે કરને રાંઝીયો ॥
"સુર શ્યામ" પ્રભુ તિહારે મિલનકું, ચરન કમલ ચિત લાયો ॥
સખી મૈને મહા સુખ પાયો ॥૩॥



(૭)

આયો ફાગુન માસ, કહે સબ હોળી હોળી ॥

એક ઔર વૃષુભાન નંદની,
એક ઔર હલધર જોરા....આયો.

વૃજનારી ગારી દેવેકો ભજી ભજી,
આ તજી તજી ખોરા ....આયો.

જાનન દેહો પંકરારી શ્યામકો,
સબે ઘેરત જોબનકો તોરા ....આયો.

રહી શકત અપને ઘર કોઉં,
માનો કામનો કિયો ઢંઢેરા ....આયો.

કૃષ્ણ જીવન લછીરામ કે પ્રભુસો,
હોત હૈ ઝક ઝોરી ઝોરા ....આયો.

# "હોળીના રસિયાં"

(૧)

હરિ દરશન દે મોર મુગટ વારે દરશન દે ॥
અરૂ કટી રાજત સુભગ કાછની, ફરકત પીળે પટવારે ॥....દરશન દે
વૃંદાવનમેં ધેનું ચરાવે, બાજત બંસી બટવારે ॥....દરશન દે
પુરૂષોતમ પ્રભુકે ગુણ ગાયો, શેષ સહસ્ત્ર મુખરી હાંરે ॥....દરશન દે

(૨)

હાંરે બરસાને ખેલે હોળી કનૈયા બરસાને ॥
ઉંચો ગામ બરસાનો કહીએ, ઝુડન ઝુડન આઈ પેરી ॥....બરસાને
પાંચ વરસકે કુંવર કનૈયા, સાત વરસ રાધા ગોરી ॥....બરસાને
ચોવા ચંદન ઓર અરગજા, કેશર ગાગર ભરી ઢોળી ॥....બરસાને
ઈત ગોકુલ ઈત મથુરા નગરી, બિરા વહે યમુના દોરી ॥....બરસાને
કૃષ્ણ જીવન લછીરામકે પ્રભુસો ફગુવા લીયો ભરભર ઝોળી ॥....બરસાને

(૩)

હરિ બરસાને મહેલ લાડીલી કે બરસાને ॥
આસપાસ વાકે બાગ બગીચા, બીચ પેડ મહાધુરીકે ॥....બરસાને
ખીલ્યો બાગ ગુલાબ મોગરો, છુટી સુગંધ ચમેલીકે ॥....બરસાને
નંદગામતે મોહન આયે, સંગ સખા હે બરાબરીકે ॥....બરસાને
પુરૂષોતમ પ્રભુકે સંગ ખેલત, ઐસે ખેલ ખિલાડીકે ॥....બરસાને

(૪)

હાંરે ઉડી જારે ભમર, તો હું મારૂંગી ઉડી જારે ॥
એક ભમરવે પ્રીત હમારી, દુજો નહિ સંભાળુંગી ॥....ઉડી જારે.
ઉઠકે ભમર ઘુંઘટન પૈ બૈઠો, ને નન નાહિ નિહારૂંગી ॥....ઉડી જારે.
પુરૂષોતમ પ્રભુ ભમર હમારો, તન મન જોબન વારૂંગી ॥....ઉડી જારે.

(૫)

હાંરે ફગવા દે, મોહન મતવારે ફગુવા દે ॥
વૃજકી નારી ગાવે ગારી, દો બાપનકી બિચડોલે ॥....ફગુવા દે
નંદજી ગોરે જસોદાજી ગોરે, તુમ કહાં તે ભયેકારે ॥....ફગુવા દે
પુરૂષોતમ પ્રભુ જીવતી ન હોતે, ગોપ ભેખ લીધો અવતરે ॥....ફગુવા દે

(૬)

ઠાડી રે ગ્વાલન મધુમાતી ઠાડી રે ॥
યસુ અવસર હોળી કો હેરી, હમ તુમ ખેલે સંગ શાતી ॥....ઠાડી રે
ભુલ ગયો ઘર ગેલ હમારી, તે લગાઈ અમુને છાતી ॥....ઠાડી રે
પુરૂષોતમ પ્રભુ હસત હસાવત, વૃજ વનિતા સબ ગુણ ગાતી ॥....ઠાડી રે

(૭)

કાના ધર્યોરી મુગટ ખેલે હોળી કહાનારી ॥
કહાં તેરો હાર કહાં નક વેસર, કહાં મોતીયનકી લર તોડી ॥...કાના રે
ગોકુલ હાર, મથુરા નકવેસર, વૃંદાવનમેં લર તોડી ॥...કાના રે
કૃષ્ણ જીવન લછીરામકે પ્રભુસોં, ફગુવાલીયો ભરભર ઝોરી ॥...કાના રે

(૮)

હરિ નંદ કે દ્વાર મચી દો દોરી,
ઉતમે ઠાડે કુંવર કનૈયા, ઈત ઠાડી રાધા ગોરી....નંદકે
પાંચ વરસ કે કુંવર કનૈયા, સાત વરસ રાધા ગોરી....નંદકે
હાથમેં લાલ ગુલાલ ફેટ ભરી, ડારતી હૈ ભર ભર જોરી....નંદકે
"સુરદાસ" પ્રભુ તિહારે મિલન કું, અવિચલ રહ્યો યહ ભેરી....નંદકે

卐 卐 卐

❋ વ્યક્તિ અન્ય લોકોને પ્રિય બને એના કરતાં ઈશ્વરને પ્રિય થવા માટે જપ કરે તો કેટલું સારૂં.

ચૈત્ર સુદ ૯ રામ નવમી

# બાલકાણ્ડ

દો૰ : જોગ લગન ગ્રહ બાર તિથિ સકલ ભયે અનુકુલ,
ચર અરુ અચર હર્ષ જુત રામ જનમ સુખ મૂલ. ૨૧૭

નૌમી તિથિ મધુ માસ પુનીતા, સુકલ પચ્છ અભિજિત હરિપ્રીતા,
મધ્યદિવસ અતિ સીત ન ઘામા, પાવન કાલ લોક બિશ્રામા.
સીતલ મંદ સુરભિ બહ બાઉ, હરષિત સુર સંતન મન ચાઉ,
મન કુસુમિત ગિરિગન મનિઆરા, સ્ત્રવહિં સકલ સરિતાઽમૃતધારા.
સો અવસર બિરંચિ જબ જાના, ચલે સકલ સુર સાજિ બિમાના,
ગગન બિમલ સંકુલ સુર જૂથા, ગાવહિં ગુન ગંધર્બ બરૂથા.
બરષહિં સુમન સુઅંજુલિ સાજી, ગહગહિ ગગન દુંદુભી બાજી,
અસ્તુતિ કરહિં નાગ મુનિ દેવા, બહુબિધિ લાવહિં નિજ નિજ સેવા.

દો૰ : સુર સમૂહ બિનતી કાર પહુઁચે નિજ નિજ ધામ,
જગનિવાસ પ્રભુ પ્રગટે અખિલ લોક બિશ્રામ. ૨૧૮

છં. : ભએ પ્રગટ કૃપાલા દીન દયાલા કૌસલ્યા હિતકારી,
હરષિત મહતારી મુનિ મન હારી અદ્‌ભુત રૂપ બિચારી.

લોચન અભિરામા તનુ ઘનસ્યામા નિજ આયુધ ભુજ ચારી,
ભૂષન બનમાલા નયન બિસાલા સોભાસિંધુ ખરારી.
કહ દુઈ કર જોડી અસ્તુતિ તોરી કેહિ બિધિ કરૌં અનંતા,
માયા ગુન ગ્યાનાતીત અમાના બેદ પુરાન ભનંતા.
કરુના સુખ સાગર સબ ગુન આગર જેહિ ગાવહિ શ્રુતિ સંતા,
સો મમ હિત લાગી જન અનુરાગી ભયઉ પ્રગટ શ્રીકંતા.
બ્રહ્માંડ નિકાયા નિર્મિત માયા રોમ રોમ પ્રતિ બેદ કહૈ,
મમ ઉર સો બાસી યહ ઉપહાસી સુનત ધીર મતિ થિર ન રહૈ.

ઉપજા જબ ગ્યાના પ્રભુ મુસુકાના ચરિત બહુત બિધિ કીન્હ ચહે,
કહિ કથા સુહાઈ માતુ બુઝાઈ જેહિ પ્રકાર સુત પ્રેમ લહે.
માતા પુનિ બોલી સો મતિ ડોલી તજહુ તાત યહ રૂપા,
કીજૈ સિસુલીલા અતિ પ્રિયસીલા યહ સુખ પરમ અનૂપા.
સનિ બચન સુજાના રોદન ઠાના હોઈ બાલક સુરભૂપા,
યહ ચરિત જે ગાવહિ હારપદ પાવહિ તે ન પરહિં ભવકૂપા.

દો૦ : બિપ્ર ધેનુ સુર સંત હિત લીન્હ મનુજ અવતાર,
નિજ ઈચ્છા નિર્મિત તનુ માયા ગુન ગો પાર. ૨૧૯



# રઘુપતિ રાઘવ રાજારામ

રઘુપતિ રાઘવ રાજારામ પતિત પાવન સીતારામ,
સીતારામ સીતારામ ભજ પ્યારે તું શ્રી ભગવાન....રઘુપતિ
રાત્રે નિંદ્રા દિવસે કામ, ક્યારે ભજશો શ્રી ભગવાન,
કરતા જઈએ ઘરનું કામ, લેતા જઈએ હરિનું નામ....રઘુપતિ
માતા-પિતા પ્રભુનું નામ, હરતા ફરતા હરિનું નામ,
સુતા ભજશો સીતારામ, સ્વપ્નામાં સાંભળશો રામ....રઘુપતિ
શ્વાસે શ્વાસે બોલો રામ, ગ્રાસે ગ્રાસે બોલો રામ,
મેળવવાને અવિચળ ધામ અહરનીસ લેજો હરિનું નામ....રઘુપતિ
ઘર છોડો કે છોડો ગામ, ક્યાંય ન મળશે શ્રી ભગવાન,
સંસારે રહી રટવા રામ, અંતે એ ઠરવાનું ઠામ....રઘુપતિ
છોડી દે મનના અભિમાન, તન ને ધન સહુ જુઠુ જાણ,
એ છે સઘળું સ્વપ્ન સમાન, બેઠા ઘર કરીશું ધ્યાન....રઘુપતિ
બેસે નહી કંઈ એક દામ, ધાર્યા સહુ એ કરશે કામ,
જેણે પીધું હરિ રસપાન, તેણે કીધું અમર નામ....રઘુપતિ
સુખમેં તુલસી દીલમેં રામ, જબ બોલો તબ સીતારામ,
જય રઘુનંદન જય સીયારામ, ભજ પ્યારે તું સીતારામ,
રઘુપતિ રાઘવ રાજારામ પતિત પાવન સીતારામ.

# સંકટમોચન હનુમાનાષ્ટક

## મત્તગયન્દ છંદ

બાલ સમય રબિ ભક્ષિ લિયો તબ, તીનહું લોક ભયો અંધિયારો,
તાહિ સોં ત્રાસ ભયો જગકો, યહ સંકટ કાહુ સોં જાત ન ટારો;
દેવન આનિ કરી બિનતી તબ, છાંડી દિયો રબિ કષ્ટ નિવારો,
કો નહિં જાનત હૈ જગમેં કપિ, સંકટમોચન નામ તિહારો...૧

બાલિ કી ત્રાસ કપીસ બસૈ ગિરિ, જાત મહાપ્રભુ પંથ નિહારો,
ચૌંકી મહા મુનિ સાપ દિયો તબ, ચાહિય કૌન બિચાર બિચારો;
કૈ દ્વિજ રૂપ લિવાય મહાપ્રભુ, સોં તુમ દાસ કે સોક નિવારો...૨

અંગદ કે સંગ લેન ગયે સિય, ખોજ કપીસ યહ બૈન ઉચારો;
જીવત ના બચિહૌ હમ સો જુ, બિના સુધિ લાએ ઈહાં પગુ ધારો,
હેરિ થકે તટ સિંધુ સબૈ તબ લાય, સિયા સુધિ - પ્રાન ઉબારો...૩

રાવન ત્રાસ દઈ સિય કો સબ, રાક્ષસિ સોં કહિ સોક નિવારો,
તાહિ સમય હનુમાન મહાપ્રભુ, જાય મહા રજનીચર મારો,
ચાહત સીય અસોક સોં આગિસુ, દૈ પ્રભુ મુદ્રિકા સોક નિવારો...૪

બાન લગ્યો ઉર લક્ષિમન કે તબ, પ્રાન તજે સુત રાવન મારો;
લૈ ગૃહ બૈદ્ય સુષેન સમેત, તબૈ ગિરિ દ્રોન સુ બીર ઉપારો,
આનિ સજીવન હાથ દઈ તબ, લછિમન કે તુમ પ્રાન ઉબારો...૫

રાવન જુદ્ધ અજાન કિયો તબ, નાગ કિ ફાંસ સબૈ સિર ડારો;
શ્રીરઘુનાથ સમેત સબૈ દલ, મોહ ભયો યહ સંકટ ભારો,
આનિ ખગેસ તબૈ હનુમાન જુ, બંધન કાટિ સુત્રાસ નિવારો....૬

બંધુ સમેત જબૈ અહિરાવન, લૈં રઘુનાથ પતાલ સિધારો,
દેબિહિં પૂજિ ભલી બિધિ સોં બલિ, દેઉ સબૈ મિલિ મંત્ર બિચારો,
જાય સહાય ભયો તબ હી, અહિરાવન સૈન્ય સમેત સંહારો....૭

કાજ કિયે બડ દેવન કે તુમ, બીર મહાપ્રભુ દેખિ બિચારો,
કૌન સો સંકટ મેરા ગરીબ કો, જો તુમસોં નહિં જાત હૈ ટારો,
બેગિ હરો હનુમાન મહાપ્રભુ, જો કછુ સંકટ હોય હમારો....૮

દોહા : લાલ દેહ લાલી લસે, અરુ ધરિ લાલ લંગૂર,
બજ્ર દેહ દાનવ દલન, જય જય જય કપિ સૂર.

યહ અષ્ટક હનુમાનકો વિરચિત તુલસીદાસ,
શ્રીધર યહ ગુરૂ પ્રેમસોં, પઢે હોય દુઃખ નાશ.



# આજ મને બોલાવે છે માત અંજના

આજ મને બોલાવે છે માત અંજના,
માટે રજા લેવા આવ્યો છું ભીડ ભંજના. આજ...

૧. પવનકુમાર આજ થાશો ન ન્યારા,
કામ છે તમારું ઘેર અરિગંજના. આજ મને...

૨. કાલે રજા આપીશ જરૂર મારો કોલ છે,
આજ મને ઘેરી વળી છે વિટંબણા. આજ મને...

૩. અંજની માતાને આજ એવું શું કામ છે,
સમાચાર મોકલાવો આજ મા અવાય ના. આજ...

૪. નાથ વેણ સાંભળતા સ્તબ્ધ થયાં મારૂતિ,
માત તણી આજ્ઞા તો ઉલ્લંઘાય ના. આજ...

૫. આપ તો સમર્થ પ્રભુ દાસ ઘણાં આપના,
કિંકર કરે શું વધુ વ્યંજના. આજ...

૬. અડગતા અપૂર્વ ભાળી કહે ભલે સિધાવજો,
જલદી પાછા મળજો મનોરંજના. આજ...

૭. આપ રહ્યા હૃદીયામાં રહી શકું હું ભિન્ન ના,
ધન્ય ધન્ય ધન્ય રહુ નંદના,
દાસ ચહે કેવળ પુનિત યાદ વંદના. આજ...

# આવો શ્રી વલ્લભ, આવો શ્રી વિઠ્ઠલ

આવો શ્રી વલ્લભ, આવો શ્રી વિઠ્ઠલ પડયું તમારૂં કામ રે,
હરતા ફરતાં હૈયામાં જડયું, મહાપ્રભુજીનું નામ રે.

સેવાને ધર્મનો મારગ બતાવ્યો,
શ્રી કૃષ્ણઃ શરણં મમ મંત્ર મંત્ર ગજાવ્યો;
અગ્નિમાં અવતરી, આપે બનાવ્યું,
ચંપારણ્ય યાત્રાનું ધામ રે....હરતા ફરતાં

ભાગવત ગીતાનો સાર સમજાવ્યો,
પુષ્ટિમાર્ગ નો મહિમા વધાર્યો;
તમ સંગાથે આજે અમારે કરવા છે,
યમુનાના પાન રે....હરતા ફરતાં

જય શ્રી કૃષ્ણ બોલતા ને સૌને બોલાવતા,
જ્ઞાન દિપકની જ્યોત પ્રગટાવતા,
કામ ક્રોધ સૌ દૂર થઈ જાશેને,
અંતરમાં થાશે આરામ રે....હરતા ફરતાં

વૈષ્ણવના પ્રાણ તમે હૈયાનું હિર છો,
સત્ય સનાતન સુકાની ધીર છો,
તમારે ચરણે રાખો શ્રીનાથજી,
આપો દર્શનના દાન રે....હરતા ફરતાં

卐 卐 卐

❋ તૃપ્તિ કરતાં ત્યાગ મોટો છે, દેહ કરતાં આત્મા મોટો છે, સંસાર કરતાં સ્નેહ મોટો છે.

# વલ્લભના ઉપરણોને રંગ

(રાગ : મારી હૈયાની હાટડીયે લાગ્યો રૂડો રંગ)

મારા વલ્લભના ઉપરણાનો લાગ્યો રૂડો રંગ,
મારા વાલાના ઉપરણાનો લાગ્યો રૂડો રંગ,
લાગ્યો રૂડો રંગ વાલા ગમે તમારો સંગ.

ભરનિંદરમાંથી ઝબકીને જાગું, ચારે કોર નિરખવા લાગું,
વાટડી જોતી બાવરી બની, ચાલી વૃંદાવન....મારા

ઘરમાં મને ઘડીયે ન ગમે, ચિત્તડું ચોર્યું શ્યામ તમે,
એવી રંગાણી રંગમાં તારા, ચડે ન બીજો રંગ....મારા

વાલા વાગે વાંસળી પ્યારી, મનડું મોહે છબી તમારી,
માધવ સંગે પ્રીત બંધાણી, લાગી તારી લગન....મારા

વૃંદાવનમાં રાસ રમાડે, મધુરી વાલો વેણું વગાડે,
ઠુમક ઠુમક નાચતો વાલો, ગોપીયુની સંગ....મારા

વલ્લભના સ્વામીને અંતરયામી, શરણે રાખો દાસી જાણી,
ચરણ કમળની સેવા મારી રાખો તમારી સંગ....મારા



# આનંદ મંગળ કરૂં આરતી

આનંદ મંગળ કરૂં આરતી હરિ ગુરૂ સંતની સેવા,
પ્રેમ ધરીને મંદિર પધરાવું, સુંદર સુખડા લેવા....આનંદ૦
સકળ તીરથ મારા સદગુરુને ચરણે ગંગાયમુનારેવા....આનંદ૦
સંત મળે તો મહાસુખ થાયે ગુરુજી મળે તો મેવા....આનંદ૦
કહે પ્રીતમ ઓળખી અણસાર સદ્દગુરુ ગોવિંદ જેવા....આનંદ૦

વૈશાખ સુદ ૩ (અખાત્રીજ) પરશુરામ જયંતિ

ૐ નમો ભગવતે પરશુરામાય

# શ્રી પરશુરામ ચાલીસા

ગુરૂ ગણેશ શારદ સુમર, ઉમા મહેશ્વર ધ્યાય ।
પરશુરામ ભગવાન કે, યશ વરણહું મન લાય ॥
ભક્તિ મુક્તિ સુખ સમ્પદા, જિન ચરણનકી ચે ।
માત રેણુકા લાલ કે, ઉન ચરણન રતિ મેરિ ॥

બન્દહું ભૃગુ કુલ કમલ પતંગા, સદા રહત નિજ કે સંગા ।૧।
દયા સિન્ધુ કરૂણા કર સ્વામી, તુમ ઘટ ઘટ કે અંતરયામી ।૨।
ઋષિ જમદગ્ની પિતા તુમ્હારે, માત રેણુકા કે તુમ પ્યારે ।૩।
શીષ જટા મુખ તેજ વિરાજે, અરૂ ત્રિપુંડ મસ્તક પર રાજે ।૪।
રૂદ્ર માલ ગલે સુંદર સોહે, વક્ષ વિશાલ વીર મન મોહે ।૫।
બ્રહ્મસુત્ર કાન્ધે પર સાજે, કટિ મૃગછાલ મેખલા રાજે ।૬।
તેજ પુંજ પીતામ્બર ધારી, ભક્ત જનન કે સંકટ હારી ।૭।
એક હાથ મે પરશુ વિરાજે, દુજે વેદ સંહિતા સાજે ।૮।
પ્રબલ પીઠ પર શર ધનુ સોહે, પ્રલયકૃ કર શંકર મન મોહે ।૯।
શાસ્ત્ર શસ્ત્ર અધિકારી સમાના, હો સમર્થ તુમ કૃપા નિધાના ।૧૦।
દમ્ભદલન સજ્જન સુખ દાતા, ભૂ મંડલ કે ભાગ્ય વિધાતા ।૧૧।
ચારો વેદો કે તુમ જ્ઞાતા, ચાર પદારથ કે તુમ દાતા ।૧૨।
ચારો યુગ પરતાપ સમાના, અજર અમર તુમ હે ભગવાના ।૧૩।
કાર્તવીર્ય અર્જુન હંકારી, ભા વિધિ વામ ગઈ મતિ મારી ।૧૪।
તપોનિષ્ઠ જમદગ્ની જ્ઞાની, તિનસે કી ઉસને મનમાની ।૧૫।
હારા રણ નિજ સૈન્ય નસાઈ, કામધેનુ તબ લઈ ચુરાઈ ।૧૬।
મહર્ષિ બૈઠે ધ્યાન લગાઈ, ખલ પુત્રોં ને તેગ ચલાઈ ।૧૭।
એસે ધર્મ વિરોધી મારે, સુર મુનિ જન પ્રભુ તુમ ઉદ્ધારે ।૧૮।

ત્રેતાયુગ મેં હે ! ભગવાના, શિવ ધનુ ભંગ હુઆ તુમ જાના ।૧૯।
છોડ તપસ્યા દૌડે આયે, ગુરૂ ધનુ ભંજક મારણ ધાયે ।૨૦।
રામ કહા ધનુ ભંજન હારા, દશરથ સુત મૈં દાસ તુમ્હારા ।૨૧।
રામ વિનય સુનિ તુમ હર્ષાયે, ખિંચવા ધનુષ રામ પરતાયે ।૨૨।
પરમ પુરૂષ અવતારી ચીન્હા, વૈષ્ણવ ધનુષ રામ કહં દીન્હા ।૨૩।
બ્રહ્મતેજ ગહિ જોડે હાથા, તવ અસીસ જીતે રઘુનાથા ।૨૪।
ચિરંજીવા દ્વાપર મેં આકે, યોગ્ય શિષ્ય દ્રોણાદિક પાકે ।૨૫।
રામ ! તુમ્હીને શિક્ષા દીન્હી, ભીષ્મ કર્ણ સબહીને લીન્હી ।૨૬।
વેદ પાઠ કર મુનિ જન સાથા, કીન્હો તિલક યુધિષ્ઠિર માથા ।૨૭।
કશ્યપ ઋષિ કી આજ્ઞા પાકે, ગિરિ મહેન્દ્ર કે ઉપર જાકે ।૨૮।
કલિયુગ મેં સિદ્ધાશન પાકે, પ્રભુકા ધ્યાન લગાકે ।૨૯।
ઈક્કિસ બાર ભાર ભુવિ તારા, જન દ્રોહી ક્ષત્રપ સંહારા ।૩૦।
દશરથ જનક સમાન ઉબારે, સજ્જન સે નહિ વૈર તુમ્હારે ।૩૧।
ચારોં વરણ સમાન તુમ્હારે, સબકે રક્ષક પાલન હારે ।૩૨।
બાલક યુવા વૃદ્ધ નારી, જો કોઈ આવે શરણ તુમ્હારી ।૩૩।
લેત લાભ જીવન સુખ રાશી, દેતે તુમ કલ્પાન્ત નિવાસી ।૩૪।
કર પિતુ માત પ્રસન્ન ગુંસાઈ, અષ્ટ સિદ્ધિ પાવા તુમ સાઈ ।૩૫।
ઋષિ જનકી તુમ રક્ષા કીન્હી, સબને મિલકર આયસુ દીન્હી ।૩૬।
પરશુરામ પ્રભુકો જો ધ્યાવે, રિદ્ધિ સિદ્ધિ કુલ વૃદ્ધિ પાવે ।૩૭।
જો યહ ચાલીસા નિત ગાવે, તેહિ ઘર સકલ સંપદા આવે ।૩૮।
બાર બાર 'બદરી' યહ ભાંખે, નિજ જનકી પ્રભુ લજ્જા રાખે ।૩૯।
જો યહ બિરૂદાવલી સુનાવે, તુમરી કૃપા સદાસુખ પાવે ।૪૦।

卐 卐 卐

❋ ફુલ એની કોમળતા દર્શાવે છે, ઝરણું એનો આનંદ લલકારે છે, મહાસાગર એની ગહનતા વર્ણવે છે.

# પ્રહલાદજી પાટી

વદતાં નારદ મુની રે હરી હરી,
સાંભળોને રાય યુધિષ્ઠિર હરી હરી.
બ્રહ્મ શ્રીનાથજીને ભજીએ રે હરી હરી,
ભજતાં તે પાપને તજીએ રે હરી હરી.
પાપ મેલ્યાં સર્વે બાળી રે હરી હરી,
પ્રહલાદજી વગાડે છે તાળી રે હરી હરી.
છાપાં તીલક શીર ટોપી રે હરી હરી,
નિશાળીઆ શંખ ફુંક્યો રે હરી હરી.
નિશાળીઆ સર્વે ગોપી રે હરી હરી,
પાટી ને ખડીઓ મૂક્યો રે હરી હરી.
સર્વે ચાલ્યાં સરોવર રે હરી હરી,
નિશાળીઆ પરવારી રે હરી હરી.
બોલજો શ્રી જય ગોપાલ રે હરી હરી,
જુવાની મદનારી પ્યારી રે હરી હરી.
જીવ જાણે બલીહારી રે હરી હરી,
જીવ જાણે ધન જોડું રે હરી હરી.
આયુષ્યની આશા થોડી રે હરી હરી,
આયુષ્યની આશાને તજીએં રે હરી હરી.
બાળપણે હરી ભજીએ રે હરી હરી,
કરશું પછી સ્મરણ રે હરી હરી.
અધવચ્ચે આવ્યું મરણ રે હરી હરી,
મરીને અવતરવું છે નિશ્ચે રે હરી હરી.
રહેવું છે જનની પેટ રે હરી હરી,
રહેવું છે ઊંધે મસ્તક રે હરી હરી.

કર્મ કરે ન કંઈ રૂંધ્યો રે હરી હરી,
એમાંથી કોણ ઉગારશે રે હરી હરી.
એમાં શ્રીકૃષ્ણ ઉગારશે રે હરી હરી,
ચાલ્યા છે રોજ દરબાર રે હરી હરી.
મહેતાજી ઘરમાં જાય રે હરી હરી,
મન વિમાસણ થાય રે હરી હરી.
આંગળીએ ઝાલ્યા પ્રહલાદ રે હરી હરી,
રાયજી તમારો બાળ રે હરી હરી.
બગાડે છે નિશાળ રે હરી હરી,
ખોળે બેસાડયો બાળ રે હરી હરી.
પુત્ર છો પ્રાણજીવન રે હરી હરી,
શું ભણી આવ્યો મોરા તન રે હરી હરી.
પીતાજી તમ પ્રતાપે રે હરી હરી,
ભણવું ગણવું મુખે એક રે હરી હરી.
હું ભણી આવ્યો એહ રે હરી હરી,
રામ અને કૃષ્ણ બેય રે હરી હરી.
એ તો ન ભણીએ મોરા બાળ રે હરી હરી,
એ તો બેઉ છે મારા કાળ રે હરી હરી.
સોંપીશ રાજ્ય ને પાટ રે હરી હરી,
શું કરવું છે મારે રાજ્ય રે હરી હરી.
શું કરવું છે મારે પાટ રે હરી હરી,
રાજ્યથી સરશે કાજ રે હરી હરી.
ભોંય પછાડયો બાળ રે હરી હરી,
રાણીજી નિસર્યા બાળ રે હરી હરી.
તીખો તમારો સ્વભાવ રે હરી હરી,
પુત્ર છે પ્રાણજીવન રે હરી હરી.

છાના કરોને સ્મરણ રે હરી હરી,
છાના સ્મરણ કેમ થાય રે હરી હરી.
સુરજ છાબડે ન ઢંકાય રે હરી હરી,
પર્વતથી પછાડયો રે હરી હરી.
ડુંગરીએ ડફડાવ્યો રે હરી હરી,
ધરતીએ ધારયા હાથ રે હરી હરી.
ધેનું આવીને ધવરાવે રે હરી હરી,
મેઘ આવીને નવરાવે રે હરી હરી.
અપ્સરાઓ ત્યાં નાચે રે હરી હરી,
રાયને જોવાનું મન થાય રે હરી હરી.
થંભ ધગાવ્યો તેણી વાર રે હરી હરી,
થંભને દેખીને બાળક બીનો રે હરી હરી.
પ્રગટી છે કીડીઓની હાર રે હરી હરી,
જઈ ભેટયા પ્રહલાદ રે હરી હરી.
થંભ ફાટયો કકળાટ રે હરી હરી,
પ્રગટયાં શ્રી નૃસીંહ રૂપ રે હરી હરી.
રૂપ દેખીને જાગ્યો ભુપ રે હરી હરી,
કે દિવસ કે રાત રે હરી હરી.
નહી દિવસ નહી રાત રે હરી હરી,
સ્વામીજી સંધ્યા કાળ રે હરી હરી.
કે ઘરમાં કે બહાર રે હરી હરી,
નહી ઘરમાં નહી બહાર રે હરી હરી.
સ્વામીજી ઉંબરા વચ્ચે રે હરી હરી,
કે લોઢું કે લાકડ રે હરી હરી.
સ્વામીજી વાયણા નખ રે હરી હરી,
કે પશુ કે પુરૂષ રે હરી હરી.

નહી પશુ નહી પુરૂષ રે હરી હરી,
સ્વામીજી નૃસિંહ રૂપ રે હરી હરી.
માર્યો હીરણ્યકશ્યપ ભૂપ રે હરી હરી,
લઈ જાઓ યમને દ્વાર રે હરી હરી.
પીતા એ મહારો કહેવાય રે હરી હરી,
ન જાય યમને દ્વાર રે હરી હરી.
કૃપા કરીને નૃસિંહજી રે હરી હરી,
પહોંચાડયો વૈકુંઠ ધામ રે હરી હરી.
ગાય શીખે ને સુણે સાંભળે રે હરી હરી,
તેને વૈકુંઠમાં વાસ રે હરી હરી.



## જેઠ સુદ પૂનમ - કબીર જયંતિ

### પદ ૬ - રાગ : ગોડી

જા ઘર કથા નહિ હરિ કીર્તન, સંત નહીં મિજમાના,
તા ઘર જમડે ડેરા દીના, સાંજ પડે સમશાના....(ટેક)
મેરી મેરી કરત હૈ મૂરખ, મિટયા ન માન ગુમાના,
સાધુસંતકી સેવા ન કીની, કિસબિધિ હોય કલ્યાના ?....જા ઘર૦
ફૂલ્યાફાલ્યા કયા ફિરતે હોં ? કયા બતલાવત અંગા ?
એક પલકમેં ફના હો જાયગા, જેસા રંગ પતંગા....જા ઘર૦
નાભિ કમલસેં નાવ ચલત હૈ, દ્વાદશ મીન ઠેરાના,
અદ્વાર તખત પર નુરત નિશાના, એહી સતગુરુકી સાના....જા ઘર૦
ગ્યાન, ગરીબી, પ્રેમ-ભગતિ, સંત નામ નિશાના;
દ્રોહને વૈરાગે ગુરુ ગમ જાગે, સહી વિધિ હોત કલ્યાના....જા ઘર૦
કાલ નગારા નિશદિન બાજે, કયા બુઢા? કયા જુવાના?
કહત કબીર સુનો ભાઈ સાધુ, છોડ ચલો અભિમાના....જા ઘર૦

# ઘૂંઘટકા પટ ખોલ

ઘૂંઘટકા પટ ખોલ રે ! તોકો પીવ મિલેંગે,
ઘટ ઘટમેં વહ સાંઈ રમતા, કટુક, વચન મત બોલ રે. ઘૂંઘટકા...૧
ધન-જોબનકો ગરબ ન કીજૈ જૂઠા પંચરંગ ચોલ રે,
સુન્ન મહલમેં દિયના બારિલે આસન સોં મત ડોલ રે. ઘૂંઘટકા...૨
જાગ જુગુતસોં રંગ-મહલમેં પિય પાયો અનમોલ રે,
કહૈ કબીર આનંદ ભયો હૈ, બાજત અનહદ ઢોલ રે. ઘૂંઘટકા...૩



# મન લાગો મેરો યાર ફકીરીમેં

મન લાગો મેરો યાર ફકીરીમેં,
જો સુખ પાવો રામ ભજનમેં, સો સુખ નાહિ અમીરીમેં. ...૧
ભલા બુરા સબકા સુનિ લીજૈ, કર ગુજરાન ગરીબીમેં. ...૨
પ્રેમ નગરમેં રહનિ હમારી, ભલિ બની આઈ સબૂરીમેં. ...૩
હાથમેં કૂંડી, બગલમેં સોટા, ચારોં દિસિ જાગીરીમેં. ...૪
આખિર યહ તન ખાક મિલેગા, કહા ફિરત મગરૂરીમેં ? ...૫
કહત કબીર સુનો ભાઈ સાધો, સાહિબ મિલૈ સબૂરીમેં. ...૬



કબીર કહે કમાલકું દો બાતેં સીખ લે,
કર સાહેબકી બંદગી, ભૂખેકું અન્ન દે.

મન મરે માયા મરે, મર મર જાત શરીર,
આશા તૃષ્ણા ના મરે કહત ગયે દાસ કબીર.

### અષાઢ સુદ બીજ (૨) - રથયાત્રા

# રથયાત્રાનો પદ

(રાગ : મલ્હાર)

આજ મારે રથ બૈઠે ગિરિધારી...
વામભાગ વૃસુભાન નંદની પંહેરે કસંબી સારી....આજ માહે

તૈ સોઈ ઘન ઉનયો ચહું દિશતે ગરજત હૈ,
અતિ ભારી તે સોઈ દાદુર મોર કરત રટ,
તેસી ભુમી હરિયારી....આજ માહે

શીતલ મંદ વહત મલયાનીલ લાગત હૈ સુખકારી,
નંદનંદન કી આ છબી ઉપર, ગોવિંદ જન બલિહારી,
આજં માહે રથ બૈઠે ગિરિધારી, રથ બૈઠે ગિરિધારી....આજં માહે



### અષાઢ સુદ ૧૫ - ગુરૂ પૂર્ણિમા

# ગુરૂજી મારા કાનમાં કંઈ

ગુરૂજી મારા કાનમાં કંઈ કહી ગયા ગુરૂજી મારા કાનમાં કંઈ કહી ગયા,
શ્રી વલ્લભ મારા કાનમાં કંઈ કહી ગયા ક્યાં હતીને ક્યાં તે મુજને લઈ ગયા...શ્રીજી
નાવ મારી આજ છે ચકડોળમાં હાથ જાલી સામે કિનારે લઈ ગયા....શ્રીજી
મોહ ને માયા મહી અટવાઈ ગયા, જમુનાજીને ઘાટ મુજને લઈ ગયા....શ્રીજી
ભક્તિ રૂપી ચાવી મુજને દઈ ગયા, તાળા મારા મનના ખુલી ગયા....શ્રીજી
શ્રી કૃષ્ણ શરણં મમં મંત્ર મુજને દઈ ગયા, બ્રહ્મસંબંધમાં મુજને જોડી ગયા...શ્રીજી
કંઠીને ચરણામૃત મુજને દઈ ગયા, બ્રહ્મસબંધનો મંત્ર મુજને દઈ ગયા....શ્રીજી
સદ્ગુરૂને શરણે મુજને લઈ ગયા, સેવા કેરા સુખ મુજને દઈ ગયા....શ્રીજી

# સદ્‌ગુરૂ વંદના

ગુરૂ માત પિતા ગુરૂ બંધુ સખા તેરે ચરણોમેં
સ્વામી મેરે કોટી પ્રણામ,
પ્રિય ધામ તુમ્હીં પ્રાણનાથ, તુમ્હીં તેરે ચરણોમેં
સ્વામી મેરે કોટી પ્રણામ,
તુમ્હીં શક્તિ હો તુમ્હીં ભક્તિ હો (૨)
તુમ્હીં મુક્તિ હો મેરે ભોલે શિવા....ગુરૂ....
તુમ્હીં આનંદ હો, તુમ્હીં પરમાનંદ (૨)
તુમ્હીં સચ્ચિદાનંદ મેરે ભોલે શિવા....ગુરૂ....
તુમ્હીં પ્રેરણા તુમ્હીં સાધના (૨)
તુમ્હીં આરાધના મેરે ભોલે શિવા....ગુરૂ....
તુમ્હીં પ્રેમ હો તુમ્હીં કરૂણા હો (૨)
તુમ્હીં મોક્ષ હો મેરે ભોલે શિવા....ગુરૂ....
તુમ્હીં પ્રેમ પરમ ગોપી જીવન (૨)
તુમ્હીં શ્રીકૃષ્ણ મેરે સાંવરિયા....ગુરૂ....



# શ્રી ગુરૂદેવ સ્તુતિ

ત્રિનેત્રના સ્વરૂપ શ્રી ગુરૂને નમું જે, બ્રહ્મા સમા દ્વિતીય જન્મ સુશિષ્યને દે,
વિષ્ણુ સમા પરમ પાલક શિષ્યના જે, પાપો હણે શિવ બની સદશિષ્યનાં છે.
અજ્ઞાનના તિમિરથી સહુ અંધ તેના, આજે સદા નયન જ્ઞાન રૂપી શલાકા,
ચિંતા હરે નિત તણાં શુચિ સેવકોની, આ વંદના ચરણમાં ગુરૂનાં અમારી.
અધ્યાત્મનો અગમમાર્ગ બહુ જ તેને, દર્શાવતા સુગમછેક સ્વરૂપથી એ,
સોંપે હરિ શરણમાં જીવને કૃપાએ, વંદુ સદા સદ્‌ગુરુ ચરણે તમારે.
જ્યારે થતાં ઉદિત સંચિત પુણ્ય ત્યારે, આવા મળે સદ્‌ગુરૂ નિજ આપમેળે,
જો સાંપડું શરણ આ ગુરૂદેવનું તો, નિશ્ચે થતો સફળ જન્મ સુશિષ્ય કેરો.

# માલણ

ગુંથી લાવને માલણ એવા ગજરા (૨)
ચંપામાં હોય ચત્રભુજ ને વેલમાં બિહારીજી,
કેવડામાં મારો કનૈયો (૨) કદંબ કદંબ નટ નાગરજી....ગુંથી

(૨) હરિયાળીમાં હરિ વસે ને લતાપતામાં લલિતાજી,
વૃંદાવનમાં બંસી બજાવે (૨) ઘર ઘર ગોપી નાચેજી....ગુંથી લાવને

(૩) જાઈ જૂઈમાં જમુનાજી ને ગુલાબ ગોકુળ વાલાજી,
મોગરામાં મારો મોહન (૨) કળી કળીમાં રાધાજી...કળી....ગુંથી લાવને

(૪) રંગ બેરંગી સબ ફૂલોમાં એક ગોપી એક કાનજી,
વેણી બાંધી રાધા નાચે (૨) વલ્લભના ગુણ ગાયજી....ગુંથી લાવને

卐 卐 卐

# દિવડો કરો

(રાગ : જૂનું તો થયું રે)

દિવડો કરો રે દિલમાં દિવડો કરો,
હો અંધારા અંતર માંહે દિવડો કરો.

પાંપણના પલકારામાં મોંઘી પળ જાય છે રે,
વાયુનો વંટોળ પણ ધ્યાનનો ધરો....અંધારા.

વિસામો ચાર દિનનો શાને લપટાયે તું તો,
મમતા છોડીને દિલથી હરિને સ્મરો....અંધારા.

જાતે બંધાયો તું તો જાતે એ બંધન ખોલો જરા,
સંતો બતાવે તેવી ચાવી ફેરવો....અંધારા.

પુનિત અનુભવ તો યે ભૂલી જવાય છે.
'નરહરિ' ઝટપટ જાગી જ્યોતિને ધરો....અંધારા.

# શ્રીનાથજીનો હીંડોળો

શ્રીનાથજીનો હિંડોળો ઝાકમ જોળ,
વ્હાલાજીનો હિંડોળો ઝાકમ જોળ,
કાંગરે કાંગરે મેના ને પોપટ,
ટહુકે કળાયેલ મોર....શ્રીનાથજી

વચમાં વચમાં તારલિયાં ચમકે,
ચળકે ચંદ્રિકા ચકોર....શ્રીનાથજી

કુમકુમ, કેસર, કેવડા ને ચંદન,
મહેકે અંતરની ફોર....શ્રીનાથજી

મણી મુક્તા ને મોતી મઢેલા,
હિરલા રતન બહુ મોલ....શ્રીનાથજી

ફળ ફૂલનાં તો બાંધ્યા હિંડોળા,
તોરણ ઝુલે ચારે કોર....શ્રીનાથજી

સોળે શણગાર અંગ અંગ સજીને,
ઝુલે છે શ્રીનાથજી શ્રી સ્વામીજીની જોડ....શ્રીનાથજી

વહુજી-બેટીજી ને વલ્લભ ઝુલાવે,
ઝુલે છે ચિતડાના ચોર....શ્રીનાથજી



❋ ઉજળી આવતી કાલને આમંત્રણ આપો, એ ઉત્તમ આવતી કાલ ઉગવાની જ છે એવી શ્રદ્ધા રાખો, એમાં પ્રચંડ પુરુષાર્થને ભેળવો તમારા સુંદર સુખનો સુર્યોદય તમને પ્રાપ્ત થશે જ.

# ગિરીરાજજીના શિખરે બોલે મોર

ગિરિરાજજીના શિખરે બોલે મોર ઝુલે ઝુલે છે નંદનો કિશોર,
વૃંદાતે વનમાં બાંધ્યો હીંડોળો એની શોભા તણો નહીં પાર,
મુખે ધરી મોરલીને ઝુલે કનૈયો રાધાજીના ચિતડાનો ચોર...ઝુલે

મહી વેચવાને નિસરી રાધિકા એણે સંભાળ્યો મોરલીનો નાદ,
ભાન ભૂલીને શોધે છે બાવરી કયાં બેઠો મારા મનડા કેડો મોર...ઝુલે ઝુલે

સખીયો કહે છે સુણ પ્યારી રાધિકા શ્યામ બેઠા છે ડુંગરાની કોર,
હેમ હીંડોળે ઝુલે કનૈયો ગોપીયોના હાથમાં છે દોર...ઝુલે ઝુલે

રાધાની સંગ શ્યામ ઝુલે હીંડોળે એની શોભા તણો નહી પાર,
હૈયે ઉમંગ ધરી યુગલ સ્વરૂપને બાળ દાસી ઝુલાવે રોજ...
ઝુલે ઝુલે છે નંદનો કિશોર



# ગલીયે ગલીયે ગોપી

ગલીયે ગલીયે ગોપી પુકારે ઝૂલવા આવો સાંવરીયા,
ઘુમ્મર ઘુમ્મર ઘનઘોર ઘટાઓ ચમકે છે બીજુરીયા....ગલીયે

પીળી ઘટાનો બાંધ્યો હીંડોળો શ્રી રાધાજીની કુંજમાં,
પ્રભુજીના પીળા પિતાંબર રાધાજીની પીળી સાડીયાં....ગલીયે

લીલી ઘટાનો બાંધ્યો હીંડોળો લલિતાજીની કુંજમાં,
વન ઉપવન હરીયાળી છાઈ ટહુકે છે કોયલીયા....ગલીયે

લાલ ઘટાનો બાંધ્યો હીંડોળો વિશાખાની કુંજમાં,
ગીરધર શ્યામે ધર્યો લાલ પાઘ રાધાજીની લાલ ચુંનરીયા....ગલીયે

કસુંબી ઘટામાં બાંધ્યો હીંડોળ જમુનાજીની કુંજમાં,
શ્યામને શ્યામા રંગમાં ઝૂલે ઝૂલાવે ચંદ્રાવલીયા....ગલીયે

ઘનનન ઘનનન ઘંટા વાગે આરતી કરે વૃજનારીયા,
રાધા મોહન હીંડોળે ઝૂલે વૈષ્ણવ જાય બલિહારીયા....ગલીયે
શ્યામ ઘટાનો બાંધ્યો હીંડોળો વર્ષે છે મેહુલિયા....ગલીયે

દાસ દયાની વિનંતી સુણીને ઝૂલવા આવો સાંવરીયા,
શક્તિ મંડળના ભક્તોને આનંદ દેવા આનંદના સરવરીયા....ગલીયે



# હીંડોળે આવો શ્યામ

હીંડોળે આવો શ્યામ ઝૂલવા રે આવ્યા ઝૂલવાના દિન મારા વાલા...હીંડોળે
જમુના તીરે મધુવનમાં રે સખીઓ જૂવે છે વાટ મારા વાલા...હીંડોળે
ફૂલે હીંડોળો સજાવિયો રે બાંધ્યો કદમને ઝાડ મારા વાલા...હીંડોળે
સુંદર જારી ફૂલે ભરી રે વચ્ચે ગુલાબના ફૂલ મારા વાલા...હીંડોળે
જુઈ જાઈને ચંપોમોગરો રે કેવડો મહેકે અપાર મારા વાલા...હીંડોળે
ઝરમર વરસે મેહુલો રે ઝીણી ઝબૂકે વીજ મારા વાલા...હીંડોળે
રમવા મૂકયા પોપટ મોરલા રે રણકતા ઘુઘરા સાથ મારા વાલા...હીંડોળે
માતા જશોદા ઝૂલાવતા રે સખીઓ ઝૂલાવે દિન રાત મારા વાલા...હીંડોળે
દેવો દર્શને આવતા રે પુષ્પની વૃષ્ટી થાય મારા વાલા...હીંડોળે
ભક્ત મંડળના સ્વામી શામળા રે શક્તિ મંડળના સ્વામી શામળા રે,
આપો શ્રી વૃજમાં વાસ મારા વાલા રાખો ચરણની પાસ મારા વાલા...હીંડોળે



ભક્તિરૂપી અમૃત પીને નિજ આતમાને ઠારજો,
મહેણાં ભલે મારે જગત હિંમત કદી ના હારજો.

## શ્રાવણ સુદ ૩ (ત્રીજ) - ઠકરાણી ત્રીજ

# શ્રી યમુનાજી સ્તવન

શ્રીકૃષ્ણના ચરણારવીંદની રજ થકી શોભી રહ્યાં,
સિદ્ધિ અલૌકિક આપનારા વંદુ શ્રી યમુનાજીને;
સુપુષ્પની સુવાસથી જંગલ બધું મહેકી રહ્યું.
ને મંદ શીતલ પવનથી જલ પણ સુગંધિત થઈ રહ્યું,
પૂજે સુરાસુર સ્નેહથી વળી સેવતા દૈવી જીવો;
વંદન કરૂં શ્રી યમુનાજીને શ્રીકૃષ્ણ આશ્રય આપજો....૧

મા-સૂર્યમંડળ છોડીને બહુ વેગથી આવી રહ્યા,
ત્યાં કાલિન્દિના શિખર ઉપર શોભા અતિ સુંદર દીસે;
એ વેગમાં પત્થર ઘણા હરખાઈને ઉછળી રહ્યાં.
જે આપ પણ ઉલ્લાસ પૂર્વક ઉછળતા શોભી રહ્યાં,
હરી હેતના ઝુલા ઉપર જાણે બિરાજ્યા આપ હો;
વંદનજ કરૂં શ્રી યમુનાજીને શ્રીકૃષ્ણ આશ્રય આપજો....૨

શુક મોર સારસ હંસ આદિ પક્ષીથી સેવાયેલાં,
ગોપીજનોને સેવ્ય ભુવન સ્વજન પાવન રાખતા;
તરંગ રૂપ શ્રી હસ્તમાં રેતી રૂપી મોતી તણાં.
કંકણ સરસ શોભી રહ્યા શ્રીકૃષ્ણને બહુ પ્રિય જે,
નિતમ્બ રૂપ શ્રી તટતણું અદ્‌ભુત દર્શન થાય જો;
વંદન કરૂં શ્રી યમુનાજીને શ્રીકૃષ્ણ આશ્રય આપજો....૩

અનન્ત ગુણથી શોભતા સ્તુતિ દેવ બ્રહ્મા શિવ કરે,
ઘનશ્યામ જેવું મેઘ મમ છે, સ્વરૂપ સુંદર આપનું,

વિશુદ્ધ મથુરા આપના સાનિધ્યમાં શોભી રહ્યું,
સહુ ગોપ ગોપી વૃન્દને ઈચ્છીત ફળ આપી રહ્યું,
મમ કોડ સૌ પુરા કરો જ્યમ ધ્રુવ પરાશરના કર્યા,
વંદન કરૂં શ્રી યમુનાજીને શ્રીકૃષ્ણ આશ્રય આપજો....૪

શ્રીકૃષ્ણના ચરણો થકી શ્રી જાન્હવી ઉત્પન્ન થયાં,
સત્સંગ પામ્યા આપનો જે સિદ્ધિ દાયક થઈ ગયાં,
એવું મહાત્મ્ય છે આપનું સરખામણી કોઈ શું કરે,
સમ કક્ષમાં આવી શકે સાગર સુતા એક જ ખરે,
એવા પ્રભુને પ્રિય મારા હૃદયમાં આવી વસો,
વંદન કરૂં શ્રી યમુનાજીને શ્રીકૃષ્ણ આશ્રય આપજો....૫

અદ્ભુત ચરિત્ર છે આપનું વંદન કરૂં હું પ્રેમથી,
યમ યાતના આવે નહિ મા, આપના પય પાનથી,
કદી દુષ્ટ હોઈએ તોય પણ સંતાન છીએ અમે આપના,
સ્પર્શે ન અમને કોઈ ભય, છાયા સદા છે આપની.
ગોપીજનો પ્રભુ પ્રિય બન્યા એવી કૃપા બસ રાખજો,
વંદન કરૂં શ્રી યમુનાજીને શ્રીકૃષ્ણ આશ્રય આપજો....૬

શ્રીકૃષ્ણને પ્રિય આપ છો મમ દેહ સુંદર રાખજો,
ભગવદ્ લીલામાં થાય પ્રિતી સ્નેહ એવો આપજો.
જ્યમ આપના સંસર્ગથી ગંગાજી પુષ્ટિમાં વહ્યા,
મમ દેહ મન શ્રી કૃષ્ણને પ્રિય થાય એવા રાખજો.
વિરહર્તિમાં હે ! માત મારા હૃદયમાં બીરાજજો.
વંદન કરૂં શ્રી યમુનાજીને શ્રીકૃષ્ણ આશ્રય આપજો....૭

હું આપની સ્તુતિ શું કરૂં મહાત્મ્ય અપરંપાર છે,
શ્રી લક્ષ્મી વિષ્ણુ સેવવાથી મોક્ષનો અધિકારી છે.

પણ આપની સેવા થકી અદ્‌ભુત જલ ક્રિડાતણા,
જલના અણુની પ્રાપ્તિ થાય ગોપીજનોના સ્નેહનાં
એ સ્નેહનું સુખ દિવ્ય છે મન મારૂં એમાં સ્થાપજો,
વંદન કરૂં શ્રી યમુનાજીને શ્રીકૃષ્ણ આશ્રય આપજો....૮

કોઈ સ્નેહથી કરશે સદા આ પાઠ યમુનાષ્ટક તણો,
નિશ્ચય પ્રભુને પ્રિય થશે ન નાશ થાશે પાપનો,
સિદ્ધિ સકલ મળશે અને શ્રીકૃષ્ણમાં વધશે પ્રીતી,
આનંદ સાગર ઉમટશે ને સ્વભાવ પણ જાશે જીતી.
જગદીશને વ્હાલા અમારા વલ્લભાધીશ ઉચ્ચારે,
વંદન કરૂં શ્રી યમુનાજીને શ્રીકૃષ્ણ આશ્રય આપજો....૯

## શ્રી યમુનાજીનું પદ

શ્રીયમુને તુમ જાનત હો સબ ઘટકી,
હાં હાંરે લાગી દરસ પરસ ચિત્ત ચટકી....શ્રીયમુને.

શ્રવણ તપત વચનામૃત કારન, પ્રેમ સુધારસ ગટકી,
દેહો વાસ તટ નિકટ કુંજમેં, આસ હૈ અંતર ઘટકી....શ્રીયમુને.

પરમાનંદ સ્વરૂપ કૃપા નિધિ, વા મૂરત મન અટકી,
પ્રેમ સુધારસ સિંચે અચાનક, જ્યોં દ્રુમ વેલિ હે તટકી....શ્રીયમુને.

વસન સુરંગ સાંવરી શ્રીયમુને, શ્યામ અલક રહી લટકી,
શ્યામ ગિરિતેં શ્યામ જુ અંગન, દબ રહી રવિ તન સટકી....શ્રીયમુને.

તુમારી કૃપાતેં, મૈયા! શ્યામ મિલત હેં, લીલા બંસી બટકી,
નિજ જનકે પ્રભુ કી સંયોગિન, પ્રિય તુમ નાગર નટકી....શ્રીયમુને.

# રક્ષાબંધન

રાખડીયે બંધાય પ્રેમના તાંતણીયે બંધાય,
વહાલો મારો રાખડીયે બંધાયજી,

વામન થઈ બલીરાજાના બારણે યાચવા જાયજી,
ત્રણ ડગલામાં પૃથ્વી લઈને, બાંધી લીધો બળીરાય,
વહાલો....

કરી કસોટી પ્રેમ તણાએ પીંજરીયે પૂરાયજી,
દીદાર થઈ રહ્યો પાતાળે, છેતરનારો છેતરાય,
વહાલો....

શેરડી છોલતાં આંગળી કાપી દુઃખ નહિ સહેવાયજી,
પાંચાળીએ પાટો બાંધ્યો, એના ચીર પુરવા જાય,
વહાલો....

બાંધતા બાંધતા યશોદાના નેતરાં ખૂટી જાય જી,
બાંધી થાકી જ્યારે હારી ગયા ત્યારે, આપોઆપ બંધાય,
વહાલો....

રાખડી બાંધે એનું રક્ષણ કરતો, એવો એનો છે ન્યાયજી,
એના શરણે આવે એનો, વાળ ન વાંકો થાય,
વહાલો....

પ્રેમનો જોગી ભાવનો ભોગી, ત્રિલોકમાં કહેવાયજી,
ગોવિંદ બંધન જગના તોડે, જે કોઈ એને ચ્હાય,
વહાલો....



# જન્માષ્ટમી

હેરી હે આજ નંદરાય કે આનંદ ભયો ॥
નાચતિ ગોપી કરતિ કુલાહલ, મંગલ ચાર ઠયો ॥૧॥

રાતી પીયરી ચોલી પહિરૈં, નૌતન ઝુમક સારી ॥
ચોવા ચંદન અંગ લગાયે, સેંદુર માંગ સવારી ॥૨॥

માખન દૂધ દહ્યો ભરિ ભાજન સકલ ગ્વાલ લૈં આયે ॥
બાજત બેંનુ પખાવજ મહુવરી, ગાવત ગીત સુહાયે ॥૩॥

હરદ દૂબ અક્ષત દધિ કુમકુમ, આંગન બાઢી કીચ ॥
હસત પરસ્પર પ્રેમ મુદિત મન, લાગિ લાગિ ભુજ બીચ ॥૪॥

ચહૂં બેદ ધુનિ કરત મહા મુનિ, પંચ શબ્દ ઢમ ઢોલ ॥
'પરમાનંદ' બઢયો ગોકુલમેં, આનંદ હૃદય કલોલ ॥૫॥



આજુ બધાઈ કો દિન નીકો ॥
નંદ ઘરુની જસુમતિ જાયો હૈ, લાલ ભાંવતૌ જીકો ॥૧॥

પંચ સબ્દ બાજે બાજત ઘર-ઘરતેં આયો ટીકો ॥
મંગલ કલસ લિયે બ્રજ સુંદરી, ગ્વાલ બનાવત છીકો ॥૨॥

દેત અસીસ સકલ ગોપીજન ચિરંજીવૌ કૌટિ બરીસો ॥
'પરમાનંદ દાસ' કો ઠાકુર, ગોપ ભેખ જગદીસો ॥૩॥



# શ્રી જન્માષ્ટમીનું ધોળ

આનંદ સાગર ઉલટયો રે લોલ,
શ્રી વસુદેવ દેવકીને દ્વાર જો,
આઠમ શ્રાવણ વદી રે લોલ,
રોહીણી નક્ષત્ર બુધવાર જો.
પ્રગટયા શ્રીકૃષ્ણ મન ભાવતા રે લોલ.... ૧

પીળાં પીતાંબર પહેરીયાં રે લોલ,
ઓઢયા ઉપરણા સાર જો,
મસ્તકે મુકુટ બિરાજતાં રે લોલ.
કુંડલ ઝલકે છે, કાન જો... પ્રગટયા.... ૨

ભાલે તિલક મૃગ મદ તણાં રે લોલ,
ખીટલિયાળા કેશ જો.
ચારે ભુજાએ આયુધ ધર્યા રે લોલ,
શંખ ચક્ર ગદા પદ્મ જો... પ્રગટયા.... ૩

નાકે નકવેસર શોભીતાં રે લોલ,
ચુની છે લાલ ગુલાલ જો.
અધર ઉપર મોતી ઢળકતાં રે લોલ,
હડપચીએ હીરલાની કાન્તિ જો.. પ્રગટયા.... ૪

બાંહે બાજુબંધ બેરખા રે લોલ,
પહોંચી છે રત્ન જડાવ જો.
હાથે હાથફુલ સોહે મુદ્રિકા રે લોલ,
ઉર ગજ મોતીના હાર જો... પ્રગટયા.... ૫

કહેડે સોહે કટી મેખળા રે લોલ,
ચરણે ઝાંઝરનો ઝમકાર જો.
એવા પ્રભુજીને નિરખતાં રે લોલ,
દુઃખ ગયાં સરવે દુર જો... પ્રગટયા.... ૬

વસુદેવ દેવકીજી હરખિયા રે લોલ;
નિરખ્યાં શ્રીમુખ સ્વરૂપ જો,
એવા પ્રભુને ક્યાં રાખશું રે લોલ,
કોપ્યો છે કંસરાય ભૂપ જો... પ્રગટયા.... ૭

ત્યારે બાલક એમ બોલિયા રે લોલ,
સાંભળો અમારી વાત જો.
નંદ તણા દરબારમાં રે લોલ,
મેલી આવો મુજને તાત જો... પ્રગટયા.... ૮

કન્યા લઈને વહેલા આવજો રે લોલ,
સરશે તમારાં કાજ જો;
તે તમે કંસને દેખાડજો રે લોલ,
મોડશે એના માન જો... પ્રગટયા.... ૯

એમ કહીને માયા ફેરવી રે લોલ,
ધર્યું છે બાલ સ્વરૂપ જો;
વિસ્મય થયા વસુદેવ દેવકી રે લોલ,
સ્વપ્નું થયું કે સત્ય જો... પ્રગટયા....૧૦

ભાંગી ભૂંગળ ખોલ્યાં બારણાં રે લોલ,
સુતા છે સહુ દરવાન જો,
મસ્તક ધરી હરિનો નિસર્યા રે લોલ,
લીધી શ્રીગોકુલની વાટ જો... પ્રગટયા....૧૧

ઝરમર વરસે છે મેહુલા રે લોલ,
ચહુંદિશ ચમકે છે વીજ જો;
આગળ સિંહ ઘડુકતા રે લોલ,
શેષ નાગે કીધી છે છાંય જો... પ્રગટયા....૧૨

શ્રીયમુનાજી વહે છે ભરપુરમાં રે લોલ,
ઉઠે છે લહેર તરંગ જો;
ચરણ કમલ હરિનાં સ્પર્શું રે લોલ,
નીચા થયાં તે નીર જો... પ્રગટયા....૧૩

દીધો માર્ગ ચાલ્યા ઉતરી રે લોલ,
પહોંચ્યા શ્રીનંદ દરબાર જો,
સુતા દીઠા સહુ સાથને રે લોલ,
મનમાં કીધો છેવિચાર જો... પ્રગટયા....૧૪

શ્રીજશોદાજીની ગોદમાં રે લોલ,
પોઢાડયા શ્રીગિરિધરલાલ જો;
કન્યા લઈ પાછા વળ્યા રે લોલ,
જોજો પ્રભુજીના ખ્યાલ જો... પ્રગટયા....૧૫

જાગ્યા જશોદાજી તે સમે રે લોલ,
નિરખ્યા શ્રી સુંદરશ્યામ જો;
નંદ અતિ ઘણું હરખીયા રે લોલ,
આપ્યા છે રત્ન કેરાં દાન જો... પ્રગટયા....૧૬

ઘેર ઘેર તોરણ બાંધીયા રે લોલ,
માનિની મંગલ ગાય જો,
સહુ વ્રજ ઉમંગ્યો પ્રેમશું રે લોલ,
આનંદ ઉત્સવ થાય જો... પ્રગટયા....૧૭

હલધર દહીં ઘૃત દૂધની રે લોલ,
મચી છે તહીં કોઈ કીચ જો,
તાળી પાડે ને ફરે કૂદડી રે લોલ,
નાચે છે સૌ નરનાર જો... પ્રગટયા....૧૮

શિવ બ્રહ્મા ને મુનિ દેવતા રે લોલ,
બોલે છે જય જય કાર જો;
દેવતાના દુંદુંભી વાજીયા રે લોલ,
વરસે છે કુસુમ અપાર જો... પ્રગટયા....૧૯

એ સુખ શોભા શી કહું રે લોલ,
કહેતા ન આવે પાર જો;
શ્રી વલ્લભચરણ પ્રતાપથી રે લોલ,
હરિદાસ ગાય જાય બલિહાર જો.. પ્રગટયા...૨૦

# જન્માષ્ટમી

આજ લાલો આવ્યો રે, આજ લાલો આવ્યો રે,
જેણે જોયો તેને મન ભાવ્યો રે....લાલો.

(૧) ગોકુળની ગલીઓમાં ઘેલછા છવાઈ છે,
આજ નંદજીને ઘેર નવલી નવાઈ છે,
જશોદાએ લટકારો લાલો જાયો રે....લાલો.

(૨) ડોલી ઊઠયા વૃક્ષવેલ ને પુષ્પ અને પાંખડી,
અમૃત વરસાવી રહી હર્ષ ઘેલી આંખડી,
નાચી કૂદી દોડાદોડી કરે ગાયો રે....લાલો.

(૩) લાલાના લાલ ગાલ વહાલ ઉપજાવતાં,
ગોપ-ગોપી ગ્વાલ બાલ દોડીને આવતાં,
નંદ જશોદાને દ્વારે હર્ષ છાયો રે....લાલો.

(૪) રામભક્ત કામકાજ છોડીને જાય છે,
શ્યામનું પુનિત મુખ જોઈ પુનિત થાય છે,
અવધિ ઉમંગની શ્યામ લાવ્યો રે....લાલો.
જેણે જોયો તેને ઝટ મન ભાવ્યો રે....લાલો.



# જાગને જાદવા

જાગને જાદવા કૃષ્ણ ગોવાળિયા, તુજ વિના ધેનુમાં કોણ જાશે,
ત્રણસો ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળિયો કોણ થાશે રે...જાગ....
દહીં તણાં દહીંથરાં, ઘી તણાં ઘેબરા, કઢિયેલ દૂર તે કોણ પીશે,
હરિ તારો હાથિયો કાળીનાગ નાથિયો, ભૂમિના ભાર તે કોણ હરશે...જાગ....
જમુનાને તીર ગોધન ચરાવતાં, મધુરી શી મોરલી કોણ વગાડશે,
ભણે નરસૈંયો તારા ગુણ ગાઈ રીઝયે, બૂડતાની નાવડી કોણ બનશે...જાગ....

શ્રાવણ વદ ૯ (નોમ)

નંદ મહોત્સવ

# નંદ મહોત્સવનું પારણું

નંદકુમાર મારા હૈડાના હાર, મારા હૈડાના હાર,
ઝુલે પારણીયે નંદકુમાર,

કંકુડા વરણ કાનકુંવરનું મુખડું,
જોઈને મોહી છે વ્રજડાની નાર....ઝુલે.

લાડે ને કોડે જાજા હેત કરીને,
ઝુલાવે જશોદાજી વારંવાર....ઝુલે.

હીલો ગાયેનો ગોપી હરીને ઝુલાવે,
ધૂમ મચી છે નંદજીને દ્વાર....ઝુલે.

વારી વારી ઝુલાવે રસીયા વાલમને,
મુખડું જોઈ ઝુલે વ્રજ કેરી નાર....ઝુલે.

ગોપ ગોવાલણ નીરખે છે નાથને,
ધુમ મચી છે નંદજીને દ્વાર....ઝુલે.

બ્રહ્માનંદનો રે વ્હાલા લટકાળો લાલો,
છેલ છબીલો પેલો પ્રાણ આધાર....ઝુલે.

વલ્લભના સ્વામી પ્રભુ શામળીયાને,
અજબ રંગીલો મારો ક્રૃષ્ણ આધાર....ઝુલે.

આરતી ઊતારી ગોપી લે છે ઓવારણ,
લૂણ ઊતારે માતા વારંવાર....ઝુલે.

ભાદરવા સુદ ૪ (ચોથ)
ગણેશ ચતુર્થી

# શ્રી ગણેશ ચાલીસા

દોહરો : જય ગણેશ મંગલ કરન, ભરન જનમ સુખ સાજ,
દીન જાની કીજૈ દયા, હમ પર શ્રી મહારાજ.

જય ગણપતિ જય શિવનન્દન,
જય જય જન કલુષ નિકંદન... ૧

રિદ્ધિ સિદ્ધિ દોઉ ચંવર ડુલાવૈ,
મહિમા અમિતે પાર કો પાવૈ... ૨

લક્ષ લાભ દોઉ તનય સુહાયે,
મુદિત હોત જગ જા કહે પાયે... ૩

એક સમય શિવ રીસ કરી ભારી,
પારવતી કહં દીન્હ નિકારી... ૪

કિષ્કિંધા ગિરિ ગિરજા ગઈ,
વહં તુમ પ્રગટાવત ભઈ... ૫

દ્વારપાલ યહં તુમહિં બનાઈ,
આપ ગુફા બિચ સ્નાન કરઈ... ૬

કછુક દિન બીતે પર શંકર,
ભયે શાન્ત ભોલે અભયંકર... ૭

ખોજત ગિરજહિં તહં ચલે આયે,
રક્ષક દ્વાર તુમહી તહં પાયે... ૮

શિવ પ્રવિશન ચહ ગુફા મંઝારી,
તબ તુમ ગરજ્યો તિનહી પ્રચારી... ૯

કોપિ શંભુ સહું યુદ્ધ મચાયા,
ધડસે સર તબ કાટી ગિરાયા...૧૦

શિવા પ્રાર્થના સુની શિવ તોષે,
કરિ શિર જોરિ તુમહિં પુનિ પોષે...૧૧

એક સમય ગણપતિ વિવાહ હેતુ,
સુનત સુનાય કહે પિતૃ-માતૃ...૧૨

મહી પરિક્રમા કરી જો આવૈ,
પ્રથમ વિવાહ ઉનકા હો જાવે...૧૩

સુની મયૂર ચઢી ચલે કુમારા,
તબ તુમ નિજ મનહી વિચારા...૧૪

માતુપિતા પરિક્રર જો લાવૈ,
યહી પરિક્રમા ફલ સો પાવૈ...૧૫

યહ મન સોચ તુરત ઠાઈ,
ફિરે પરદક્ષના શિવ શિરજાઈ...૧૬

બુદ્ધિમાન લખી સબ સુર હર્ષે,
તુમહિં સરાહિં સુમન બહુ વર્ષે...૧૭

સુર સમ્મતિ લહિં તબહિં મહેશા,
તુમહિં બનાયહુ બેગી ગણેશા...૧૮

તબ તે જગત પૂજ્ય પ્રભુ ભયઉ,
આદિ ગણેશ કહાવત તયઉ...૧૯

શંભુ જલંધર યુદ્ધ મચાવા,
તહાં આપ નિજ બલહીં દેખાવા...૨૦

અગણિત દૈત્ય નિમિષ મહં મારે,
ભાગે બચે રહે અઘ મારે...૨૧

મહિમા નાથ કહાઁ લગી ગાઉં,
તુમ યશ વરણત પાર ન પાઉં...૨૨

જપ તપ પૂજા પાઠ અચારા,
નહીં જાનત મતિ મંદ ગંવારા...૨૩

નહીં વિજ્ઞાન ગ્રંથ મત જાનો,
કેવલ તવો ભરોસ ઉર માનો...૨૪

ભૂલચૂક જો હોઈ હમારી,
નમીય નાથ મૈં દાસ તુમ્હારો...૨૫

જો યહ પઢે ગણેશ ચાલીસા,
તાકહં સિદ્ધ હોઈ સિદ્ધિસા...૨૬

જો વ્રત ચૌથી કરે મન લાઈ,
તાપર ગણપતિ હોઈ સહાઈ...૨૭

નિર્જલ વ્રત દિનભર જો કરઈ,
ચન્દ્રોદય પૂજન અનુસરઈ...૨૮

યથા શક્તિ પૂજે ધરી ધ્યાના,
ગણપતિ છોડે ભજૈ નહીં આના...૨૯

તાકર કારજ સકલ સંવારે,
સત્ય સત્ય શ્રુતિ સંત પુકારે...૩૦

ચૌથ પરમ પ્યારી ગણરાજહી,
તાકહં ચાર મુખ્ય કરી ભ્રાજહીં...૩૧

સંકટ ચૌથી કો પૂજી ગણેશા,
પૂજ્ય પદ વિનાયક ઈશા...૩૨

સિદ્ધિ વિનાયક ચૌથ કહાવૈ,
જાસુ કૃપા જન અભિમત પાવૈ...૩૩

શ્રાવણ કૃષ્ણ ચતુર્થી આવૈ,
તબ વ્રતકો આરંભ લગાવૈ...૩૪

એક બાર કરી સાત્ત્વિક અશના,
રહે સનિયમ તજૈ સબ વ્યસના...૩૫

પૂજૈ નિત્ય કપર્દિ ગણેશા,
તાકે પાપ રહેં નહીં લેશા...૩૬

ભાદ્ર શુકલ કી ચૌથી સુહાવન,
વ્રત સમાપ્ત તેહી દિન કરી પાવન...૩૭

દ્વાદશ નામ પાઠ નિત કરઈ,
મન બચન કર્મ ધ્યાન નિત ધરઈ...૩૮

વિદ્યારંભ વિવાહ મઝારી,
પુનિ પ્રવેશ યાત્રા સુખકારી...૩૯

સંકટ તથા બિકટ સંગ્રામા,
વિઘ્ન હોઈ નહીં કૌનેઉ કામા...૪૦

નિશ્ચલ દૃઢ વિશ્વાસ કરી પાઠ કરે,
મન લાય તાકે ઉપર શંભુ સુત, ગણપતિ હોય સહાય.



# પંચ દેવસ્તવન

(રાગ : વિઘ્ન હરન ગૌરી કે નંદન)

પહેલાં સમરૂં ગણપતિ દેવા, વિઘ્ન દેજો કાપી....ટેક
બીજે સમરૂં શારદા માતા, વાણી નિર્મળ આપી...પહેલાં ૧
ત્રીજે સમરૂં ગુરૂ ચરણને, પાવન કીધા પાપી...પહેલાં ૨
ચોથે સમરૂં માતપિતાને, સદ્‌બુદ્ધિ બહુ આપી...પહેલાં ૩
'પુનિત' પંચમ પરમેશ્વરને, માનવી પદવી આપી...પહેલાં ૪

# મંગલમૂર્તિ તમારી

(રાગ : મેલી દીધો ગીરધારી...રે)

મંગળમૂર્તિ તમારી રે, ગણપતિબાપા....મંગળમૂર્તિ તમારી

ગણપતિ સમરીયે દુઃખ દૂર થાય છે,
હે...રિદ્ધિ સિદ્ધિના તમે સ્વામી રે, ગણપતિબાપા....મંગળમૂર્તિ તમારી

કાનોમાં કુંડળ, જનોઈના જોટા,
હે...મનડાના તાપ હરનારા રે, ગણપતિબાપા....મંગળમૂર્તિ તમારી

મીઠા મોદકના ભોજનીયા ભાવતા,
હે...મૂષક ઉપર છે સ્વારી રે, ગણપતિબાપા....મંગળમૂર્તિ તમારી

શિવજીના બાળ તમે પાર્વતીના પ્યારા,
હે...જગમાં પૂજાવો તમે પહેલા રે, ગણપતિબાપા....મંગળમૂર્તિ તમારી

ભાદરવા માસમાં ભક્તોને ભાવતા,
હે...ગુણલાઓ ગાય છે તમારા રે, ગણપતિબાપા....મંગળમૂર્તિ તમારી

આશાઓ સૌની પૂરી કરનારા,
હે...તમે સંતોને સહાય કરનારા રે, ગણપતિબાપા....મંગળમૂર્તિ તમારી



મૈત્રી ભાવનું પવિત્ર ઝરણું મુજ હૈયામાં વહ્યા કરે,
શુભ થાઓ આ સકલ વિશ્વનું એવી ભાવના નિત્ય રહો...(૨)

ગુણથી ભરેલા ગુણીજન દેખી, હૈયું મારું નૃત્ય કરે,
એ સંતોના ચરણ કમળમાં મુજ જીવનનો અર્ઘ્ય રહે...(૨)

દીન, ક્રૂર ને ધર્મ વિહોણા, દેખી દિલમાં દર્દ કરે,
કરુણાભીની આંખોમાંથી અશ્રુનો શુભ સ્ત્રોત વહે...(૨)

માર્ગ ભૂલેલા જીવન પથિકને માર્ગ ચીંધવા ઊભો રહું,
કરે ઉપેક્ષા એ મારગની તોયે સમતા ચિત્ત ધરું...(૨)

ભાદરવા સુદ ૧૧ (એકાદશી)

વામન જયંતિ

# વામનજી કે પદ

(રાગ : ધનાશ્રી)

હરિકો વામન રૂપ બનાયો ॥
નંદરાય યહ માની જયંતી, ઉબટિ સુગંધિ ન્હવાયો ॥૧॥

સિર કિરીટ પીતાંબર કાછની, આભૂષન બહુ ભાઁતિ ॥
જન્મ સમય સુનિ સુનિ ગૃહ ગૃહતેં, આઈ જુરી જુરી પાઁતિ ॥૨॥

કહત સબેં સિંગાર સલોનો, નિતપ્રતિ દૂનો નેહૂ ॥
'દ્વારકેશ' પ્રભુ જાચક વ્હે કે કહ્યો, બલિ દીનો તૂ દેહૂ ॥૩॥

卐 卐 卐

(રાગ : સારંગ)

બલિ રાજા કો સમર્પન સાચો ॥
બહુત કહ્યો ગુરુ શુક્ર દેવતા, મન દૃઢ આપ નહીં કાચો ॥૧॥

યજ્ઞ કરત જાકે કારન, સં. પ્રભુ આપન જાચ્યો ॥
'પરમાનંદ' પ્રસન્ન હરિ જો, જનકો જાનત સાંચો ॥૨॥

卐 卐 卐

આતિથ્ય એ ઘરનો વૈભવ છે, પ્રેમ એ ઘરની પ્રતિષ્ઠા છે.
વ્યવસ્થા એ ઘરની શોભા છે, સમાધાન એ ઘરનું સુખ છે.
સદાચાર એ ઘરની સુવાસ છે, એ ઘરમાં સદા પ્રભુનો વાસ છે.

આસો સુદ ૧ થી આસો સુદ ૧૦
નવરાત્રી

# સોના ગરબો

સોના ગરબો શિરે અંબે મા ચાલે ધીરે ધીરે,
લટકે ને મટકે રાસ રમે છે (૨) દક્ષિણીના ચીરે....અંબે.
સોળે શણગારે માની શોભા વધે છે (૨) હાર હીરા હેમ હૈયે,
સખીઓ સંગાથે કેવા ઘૂમે છે (૨) ફરરર ફૂદડી ફરે....અંબે.
અષ્ટ સુગંધી કેવાં ઊડે છે (૨) મહેકે ગુલાબના નીરે....અંબે.
બંસરી ને વીણા સૂર પૂરે છે (૨) વણે મૃદંગ ધીરે ધીરે....અંબે.
માઈ કલાપિ ધ્યાન ધરે છે (૨) નયનો ભર્યા છે નીરે....અંબે.

卐 卐 卐

# માનો ગરબો

રમતો રમતો જાય, આજ મારો ગરબો રમતો જાય,
ફરરર ફૂદડી (૨) ફરતો જાય....આજ.
એ રે ગરબામાં ટાંક્યા નવલખ તારલા, રૂપેરી શોભે રૂડી ભાત...આજ.
એ રે ગરબામાં જોયું રૂપ અનુરૂપ જોતાં મન મલકાય....આજ.
એ રે ગરબાને જોયો નવનવ નોરતે, ચાચરના ચોકે સોહાય....આજ.
એ રે ગરબામાં બેઉ બેનડિયું ઘૂમતી, કાલીકાની તુલજાની સાથ....આજ.
સોનાનો ગરબો ને રૂપલા હીંઢોણી, શિર પર માને સોહાય....આજ.
એ રે ગરબામાં ઘૂમે દેવીને દેવતા, ટોળે મળ્યા જોવા નરનાર....આજ.
ચંદુ તો ઘેલો બન્યો ગરબામાં ઘૂમવા, ગીત માના ઘૂમી ઘૂમી ગાય....આજ.

卐 卐 卐

# ગરબો

માડી તારૂં કંકુ ખર્યું ને સૂરજ ઊગ્યો...
જગ માથે જાણે પ્રભુતાએ પગ મૂકયો...
કંકુ ખર્યું ને સૂરજ ઊગ્યો...

૧. મંદિર સરજાયું ને ઘંટારવ ગાજ્યો,
બ્રહ્મનો ચંદરવો માએ આખ્યુંમાં આજ્યો,
દીવો થાવા મંદિરનો ચાંદો આવી પૂગ્યો...
કંકુ ખર્યું ને સૂરજ ઊગ્યો...

૨. માવડીની ડોકમાં તારાના મોતી,
જનનીની આખ્યુંમાં પૂનમની જ્યોતિ,
છડી રે પુકારીં માની મોરલો ટહુકયો...
કંકુ ખર્યું ને સૂરજ ઊગ્યો...

૩. નોરતાના રથના ઘૂઘરા બોલ્યા,
અજવાળી રાતે માએ અમૃત ઢોળ્યો,
ગગનનો ગરબો માના ચરણોમાં ઝૂકયો,
કંકુ ખર્યું ને સૂરજ ઊગ્યો...

માડી તારી કંકુ ખર્યું ને સૂરજ ઊગ્યો...



જેણે મને માનવદેહ આપી, પ્રાણી વિશે ઉત્તમતા જ સ્થાપી,
દઈ બુદ્ધિ ચિંતા દિન રાત કાપી, વંદુ પ્રભાતે હરી વિશ્વવ્યાપી,
આભા પ્રસારી રજની વિરામી, નિદ્રા ટળી જાગૃતવૃત્તિ જાગી,
વંદુ સહસ્ત્રાંશ અનંત નામી, શ્રી સૂર્ય નારાયણ શિશ નામી,
જ્યાં સત્ય ત્યાં લક્ષ્મી ખરી, જ્યાં લક્ષ્મી ત્યાં વસે હરિ,
હોય હરિ તો ધર્મ પળાય, હરે ઘર્મ તેનો જય થાય.

# ॥ ઓઢણી ॥

માએ ઓઢી અલૌકિક ઓઢણી,
માની ઓઢણીમાં મોહ્યાં મારા મન....અલૌકિક

એને ચારે છેડે ચાર વેદ લખ્યા (૨)
વચ્ચે લખ્યાં છે શાસ્ત્ર ને પુરાણ....અલૌકિક

એને ચારેકોરે રિદ્ધિ-સિદ્ધિ ચિતર્યા (૨)
એના પાલવડે અખંડ કલ્યાણ....અલૌકિક

એને ધુએ તો દરિયો ડોળાય છે (૨)
એને સૂકવે તો ધરતી ઢંકાય....અલૌકિક

માજી ઓઢે તો આભ ઢંકાય છે (૨)
માજી પહેરે તો પવન બંધાય....અલૌકિક

એને વાળે તો નખમાં સમાય છે (૨)
જીતુ જુએ તો સૃષ્ટિ સમાય....અલૌકિક

# આરતી

(રાગ : આવો રે સુહાગણ નારી મંગળ ગાઇ રે)

અખંડ દીપક કર કુમકુમ થાળી રે,
આરતી ઉતારી માતા, જાઉં બલિહારી રે...(૧)
ચિત્તનું ચંદન ચોડયું, જ્ઞાનનું મેં ઘૃત પૂર્યું,
કપટ કપાસ બત્તી આરતી ઉતારી રે...(૨)
નિર્મળ જળ ઝારી શમતા શીતળ વારી,
ભક્તિ ભવાની તારી અતિ સુખકારી રે...(૩)
નિમિત્ત હું તારો માતા તું છે મારી નીરમાતા,
ભક્તો તારા ગુણ ગાતા, પદરજ ધારી રે...(૪)

# દશહરા કે પદ

(રાગ : સારંગ)

આજ દશહરા શુભ દિન નીકો ॥
ગિરધરલાલ જવારે બાંધત બન્યો હે ભાલ કુમકુમકો ટીકો ॥૧॥
આરતિ કરત દેત ન્યોછાવર, ચિરંજીયો લાલ ભાવતો જીકો ॥
'આસકરન' પ્રભુ મોહન નાગર, સુખ ત્રિભુવનકો લાગત ફીકો ॥૨॥



આજ દશહરા શુભ દિન નીકો વિજય કરો પિય! પ્યારીપેં આજ ॥
ઘેરિ હેં વિકટ્ટ મદન ગઢ ગાઢે, તોર મેંડ લાલન કર હો રાજ ॥૧॥
ઈતની બાત સુનત નંદનંદન, વિહસિ ઉઠે દલ કીનો સાજ ॥
'પરમાનંદ' દાસકો ઠાકુર, નૂપુર કિંકિની રૂમઝુમ બાજ ॥૨॥



આજ દશહરા શુભ દિન નીકો, પાય તો પૂજો હો ગોપાલ ॥
વ્રજ રાની વ્રજ રાજ કુંવરકો, કરો સિંગાર પરમ રસાલ ॥૧॥
તબ વ્રજ રાજ અશ્વ સિંગારે, તા પર ચઢે શ્રી ગિરિધરલાલ ॥
'રસિક' પ્રીતમ પિય ચલે કુદાવત, જહાં બેઠી વૃષભાનકી બાલ ॥૨॥



❋ હૃદયમાં ભક્તિનો ઉદય કરવા માટે પહેલાં મનને જીતવું જોઈએ, મન જીતાયું એટલે ચાર લાભ આવીને મળવાના : શીલ, સંતોષ, પરમાત્મા, સુખ.

આસો સુદ ૧૫ (પુનમ)

શરદ પૂર્ણિમા

# રાસ લીલામૃત

બજત કુંજમેં મંજુ બાંસુરી વ્રજબધૂ બંધી પ્રેમરાસ રી;
ઘર તજ્યો ગઈ કૃષ્ણ પાસ રી, શરદચંદ કીનો ઉજાસ રી.... ૧

હરિ કિયો જબે મંદ હાસ રી, નિરખિકેં ભયો તાપ નાસ રી;
સુમન કુંજ રાજે વિકાસ રી, ભ્રમરપુંજ ગુંજે સુવાસ રી.... ૨

ગુન ભરી તિયા રૂપરાસ રી, પુનિ પ્રબીન હૈ પ્રેમ-ગાંસ રી;
અતનુ મોદ ભાવ પ્રકાસ રી, મિલ ગુપાલ કીનેં વિલાસ રી.... ૩

મદ ગુમાન હી જાંન તાસુ રી, હૃદયમેં છિપે શ્રીનિવાસ રી;
બિરહ જાત બાઢયો હુતાસ રી તરુ લતાન પૂંછે ઉદાસ રી.... ૪

સઘન કુંજ કીની તલાસ રી, ગુન કથા રચી યાહિ આસ રી;
ભરત નૈન ઊંચે ઉસાસ રી, કરિ કૃપા મિલે પીતવાસ રી.... ૫

વદન કુંજ હૈ ચારુ હાંસ રી, મદન માન જાતે નિરાસ રી;
કર ગહે જુરી આસ પાસ રી, ભરત અંક બાઢયો હુલાસ રી.... ૬

અધર પાન કીને હું પ્યાસ રી, મિટત નાંહિ જૈસે ઉપાસ રી;
લિપટ શ્યામ સોં ઐસી ભાસ રી, ઘન સુદામિની ભાદ્ર માસ રી.... ૭

કરત કૃષ્ણ કે સંગ રાસ રી, સરસ રાગ ગાવેં ખુલાસ રી,
સુર જુ સપ્ત નીકે નિકાસ રી, મુરજ બીન બાજેં મીઠાસ રી.... ૮

બજત મંજુ મંજીર લાસ રી, નચત માર છાડ અવાસ રી,
સુર વિમાન છાયે અકાસ રી, પરત પુષ્પ વૃષ્ટિ તહાં સુ રી.... ૯

કટ ગઈ તબે ગેહ ફાંસ રી, હટ ગયો જુ સંસાર-ત્રાસ રી,
ચરનામાંઝ દીજે નિવાસ રી, સરન ગોકુલાધીશ દાસ રી....૧૦

(ઈતિ શ્રી ગોકુલાધીશ વિરચિતા રાસલીલામૃત શ્લોક સમાપ્ત)

# શ્રી લક્ષ્મી ચાલીસા

દોહા : માતુ લક્ષ્મી કરી કૃપા, કરો હૃદયમેં વાસ,
મનોકામના સિદ્ધ કરી, પુરવહુ મેરી આસ.

સોરઠા : યહી મોર અરદાસ હાથ જોર વિનંતી કરું,
સબ વિધિ કરો સુવાસ, ભક્તજનની જગદમ્બિકા.

સિન્ધુ સુતા મૈં સુમિરૈં તોહી, જ્ઞાન બુદ્ધિ વિદ્યા દો મોહી. ૧
તુમ સમાન નહીં કોઉ ઉપકારી, સબ વિધિ પુરવહુ આસ હમારી. ૨
જૈ જૈ જગત જનનિ જગદમ્બા, સબકે તુમહીં હો અવલમ્બા. ૩
તુમ હૌ ઘટ ઘટકે વાસી, વિનતી યહી હમારી ખાસી. ૪
જગજનનિ જય સિન્ધુ કુમારી, દીનન કે તુમ હો હિતકારી. ૫
બિનવૌં નિત્ય તુમહિં મહારાની, કૃપા કરો જગજનનિ ભવાની. ૬
કેહિ વિધિ સ્તુતિ કરૌં તિહારી, સુધિ લીજૈ અપરાધ વિસારી. ૭
કૃપાદૃષ્ટિ ચિતવૌં મમ ઓરી, ભક્તજનનિ વિનંતી સુન મોરી. ૮
જ્ઞાન બુદ્ધિ જય સુખકી દાતા, સંકટ હરો હમારી માતા. ૯
ક્ષીરસિન્ધુ જબ વિષ્ણુ મથાયો, ચૌદહ રત્ન સિન્ધુમેં પાયો. ૧૦
ચૌદહ રત્નમેં તુમ સુખરાસી, સેવા કિયો પ્રભુહિં બનિ દાસી. ૧૧
જબ જબ જન્મ જહાઁ પ્રભુ લીન્હા, રૂપ બદલ તહઁ સેવા કીન્હા. ૧૨
સ્વયં વિષ્ણુ જબ નર તનુ ધારા, લીન્હેઉ અવધપુરી અવતારા. ૧૩
તબ તુમ પ્રગટ જનકપુરી માહીં, સેવા કિયો હૃદય પુલકાહીં. ૧૪
અપનાયા તોહિ અન્તર્યામી, વિશ્વવિદિત ત્રિભુવનકે સ્વામી. ૧૫
તુમ પ્રલયશક્તિ નહીં આની, કહઁ તક મહિમા કહઁ લખાની. ૧૬
મન ક્રમ વચન કરૈ સેવકાઈ, મન ઈચ્છિત વાંછિત ફલ પાઈ. ૧૭
તજિ છલકપટ ઔર ચતુરાઈ, પૂજહિં વિવિધ ભાંતિ મન લાઈ. ૧૮

તાકો કોઈ કષ્ટ ન હોઈ, મન ઈચ્છિત પાવૈ ફલ સોઈ. ૧૯
ત્રાહિ ત્રાહિ જય દુઃખ નિવારીણી, ત્રિવિધ તાપ ભવબંધન હારિણી. ૨૦
જો યહ ચાલીસા પઢે ઔર પઢાવૈ, ધ્યાન લગાકર સુને સુનાવૈ. ૨૧
તાકો કોઈ ન રોગ સતાવૈ, પુત્ર આદિ ધન સંપત્તિ પાવૈ. ૨૨
પુત્રહીન અરુ સંપત્તિ હીના, અન્ધા બધિર કોઢી અતિ દીના. ૨૩
વિપ્ર બોલાય કૈ પાઠ કરાવૈ, શંકા દિલમેં કહી ન લાવૈ. ૨૪
પાઠ કરાવૈ દિન ચાલીસા, તાપર કૃપા કરૈ ગૌરીશા. ૨૫
સુખ સંપત્તિ બહુત સી પાવૈ, કમી નહીં કાહુકી આવૈ. ૨૬
બારહ માસ કરૈ જો પૂજા, તેહિં સમ ધન્ય આન નહીં દૂજા. ૨૭
પ્રતિ દિન પાઠ કરૈ મન માહીં, ઉન સમ કોઈ જગમેં કહુ નાહીં. ૨૮
બહુ વિધિ કયા મૈં કરોં બડાઈ, લેય પરીક્ષા ધ્યાન લગાઈ. ૨૯
કરિ વિશ્વાસ કરૈં વ્રત નેમા, હોય સિદ્ધ ઉપજૈ ઉર પ્રેમા. ૩૦
જય જય જય લક્ષ્મી મહારાની, સબ જો વ્યાપિત હો ગુણખાની. ૩૧
તુમ્હરો તેજ પ્રબલ જગ માહીં, તુમ સમ કોઉ દયાલુ કહૂં નાહીં. ૩૨
મોહિ અનાથકી સુધિ અબ લીજે, સંકટ કાટી ભક્તિ મોહી દીજે. ૩૩
ભૂલ ચૂક કરી ક્ષમા હમારી, દરશન દીજૈ દશા નિહારી. ૩૪
બિન દરશન વ્યાકુલ અધિકારી, તુમહિં અક્ષત દુઃખ સહતે ભારી. ૩૫
નહીં મોહિ જ્ઞાન બુદ્ધિ હૈ તનમેં, સબ જાનત હો અપને મનમેં. ૩૬
રૂપ ચતુર્ભુજ કરકે ધારણ, કષ્ટ મોર અબ કરહુ નિવારણ. ૩૭
કેહિ પ્રકાર મૈં કરૌ બડાઈ, જ્ઞાન બુદ્ધિ મોહિં નહીં અધિકાઈ. ૩૮
ત્રાહિ ત્રાહિ શરણાગત તેરી, કરહુ માત અબ નેક ન દેરી. ૩૯
આવહુ માત વિલમ્બ ન કીજૈ, હૃદય નિવાસ ભક્ત વર દીજૈ. ૪૦

## ❋ દોહરો ❋

'આનદ' ધરિ ધ્યાન નિત, વિનય કરત કર જોર,
માતુ લક્ષ્મી દાસ પર, કરહુ દયાકા કોર.



આસો વદ ૧૪ (કાળી ચૌદશ)

કાળી ચૌદશ

# પવનપુત્ર

ઓ પવનપુત્ર હનુમાન તમારી જગમાં જય જય હો,
...તમારી જગમાં જય જય હો.
તમે કર્યા રામ ગુણગાન, તમારૂં રામે વધાર્યું માન....તમારી
(૧) રામનેં લક્ષ્મણ રાહમાં મળીયા, આપે મદદ બહુ કીધી,
સીતા શોધ લેવાની તકને, આપે ઝડપી લીધી રે,
...આપે ઝડપી લીધી.
તમે કૂદ્યાં કહી શ્રીરામ, જઈને પડિયા લંકાધામ....તમારી
(૨) લંકાની ગલીએ ગલીએ, તમે તપાસ માટે ભટકયા,
વિભિષણની ઝૂંપડી જોઈ, ઓચિંતા અટકાયા રેં,
...ઓચિંતા અટકાયા.
ત્યાં અવાજ આવ્યો કાન, અંદર જપતું કોઈ નામ....તમારી
(૩) વિભિષણ પાસે વાત મેળવી, અશોક વનમાં પેઠા,
મુદ્રિકાની આપી નિશાની, તરુથી ઉતર્યા હેઠા રે,
તરુથી ઉતર્યા હેઠા.
જઈ દીધું રામનું નામ, કીધા કરજોડી પ્રણામ....તમારી.
(૪) સીતાજીનો લઈ સંદેશો, આવ્યા રામની પાસે,
યુદ્ધ તણો આરંભ કરી દીધો, દાનવ સઘળા ત્રાસે રે,
...દાનવ સઘળા ત્રાસે.
જઈ લીધા રાવણના પ્રાણ કરીને શસ્ત્રોથી સંગ્રામ....તમારી
(૫) માતાજીએ માળા આપી, તે પણ તોડી નાખી,
હૃદય કમળમાં રામ પ્રભુની, સૌને કરાવી ઝાંખી રે,
....સૌને કરાવી ઝાંખી
તમે અદ્દભૂત દીધું પ્રમાણ, કહેવાયા રામભક્ત હનુમાન....તમારી

# મારુતિ સ્તોત્ર

ૐ નમો ભગવતે વિચિત્ર વીરહનુમતે
પ્રલયકાલાનલપ્રભાપ્રજવલનાય,
પ્રકટવિક્રમવીરદૈત્યદાનવયક્ષરક્ષોગણગ્રહબન્ધનાય,
ભૂતગ્રહબન્ધનાય, પ્રેતગ્રહબન્ધનાય,
પિશાચગ્રહબન્ધનાય, શાકિનીડાકિનીગ્રહબંધનાય
કાકિનીકામિનીગ્રહબન્ધનાય,
બ્રહ્મગ્રહબંધનાય, બ્રહ્મરાક્ષસગ્રહબંધનાય,
ચારગ્રહબંધનાય, મારીગ્રહબંધનાય,
એહિ એહિ, આગચ્છ આગચ્છ, આવેશય આવેશય
મમ હૃદયે પ્રવેશય પ્રવેશય,
સ્ફુર સ્ફુર પ્રસ્ફુર પ્રસ્ફુર,
સત્યં કથય, વ્યાઘ્રમુખબન્ધન, સર્પમુખબન્ધન,
રાજમુખબન્ધન, નારીમુખબન્ધન,
સભામુખબન્ધન, શત્રુમુખબન્ધન, સર્વમુખબન્ધન,
લંકાપ્રસાદાભંજન, (અમુકં) મે વશમાનય,
કલીં કલીં કલીં હીં શ્રીં શ્રીં રાજાનં વશમાનય,
શ્રી હ્રીં કલીં સ્ત્રીણાં આકર્ષય શત્રૂન્મર્દય મર્દય
મારય મારય ચૂર્ણય ચૂર્ણય ખે ખે શ્રી રામચંદ્રાજ્ઞયા
મમ કાર્યસિદ્ધિ કુરુ ૐ હ્રાં હ્રીં હૂં : હ્રૂં હ્રૂઃ ફટ્ સ્વાહા
વિચિત્રવીર હનુમન્ મમ સર્વશત્રૂન્ ભસ્મ કુરુ કુરુ,
હન હન હું ફટ્ સ્વાહા,
એકાદશશતવારં જપિત્વા સર્વશત્રૂન્વશમાનયતિ નાન્યથા ઈતિ.

॥ ઈતિ મારુતિ સ્તોત્રં સમાપ્તમ્ ॥



આસો વદ ૩૦ (અમાસ)

દિવાળી

# દીપમાલિકા કે પદ

(રાગ : કાન્હરો)

દેખો ઈન દીપનકી સુંદરાઈ ॥
માનો ઘનમેં વિધુ મંડલ રાજત, તમ નિશ પરમ સમાઈ ॥૧॥
નંદરાઈ અગનિત પાંતિ રચી, અદ્દ્ભુત યુક્તિ બનાઈ ॥
વિવિધ સુગંધ કપૂર આદિ દે, ઘૃત પરિપૂરન તાઈ ॥૨॥
ઘર ઘર મંગલ હોત સબન કે, ઉર આનંદ ન સમાઈ ॥
'કુંભનદાસ' પ્રભુ ઘેનુ ખિલાવત, ગિરિધર સબ સુખ દાઈ ॥૩॥

卐 卐 卐

આજ દીપત દિવ્ય દીપ માલિકા ॥
માનો કોટિ રવિ, કોટિ ચંદ છબિ, વિમલ ભઈ નિશ કાલિકા ॥૧॥
ગજ મોતિનકે ચોક પૂરાયે, બિચ બિચ વજ્ર પ્રવાલિકા ॥
ગોકુલ સકલ ચિત્રમણિ મંડિત, શોભિત ઝાલ ઝમાલિકા ॥૨॥
પહરિ સિંગાર બની રાધા જુ, સંગ લિયે બ્રજ બાલિકા ॥
ઝલમલ દીપ સમીપ સોંજ ભર, કર લિયે કંચન થાલિકા ॥૩॥
પાયે નિકટ મદન મોહન પિય, માનો કમલ અલિ માલિકા ॥
આપુન હસત હસાવત ગ્વાલન, પટક પટક દે તાલિકા ॥૪॥
નંદ ભવન આનંદ બઢયો અતિ, દેખત પરમ રસાલિકા ॥
'સૂરદાસ' કુસુમન સુર બરખત, કર અંજિલ પુટ ભાલિકા ॥૫॥

卐 卐 卐

# શુભ મંગલ હો

શુભ મંગલ હો, શુભ મંગલ હો,
શુભ મંગલ મંગલ મંગલ હો.

નભ મંગલ, ધરતી મંગલ હો,
ધરતી કા કણ કણ મંગલ હો.
શુભ મંગલ હો... શુભ મંગલ હો...

ગતિ મંગલ હો, સ્થિતિ મંગલ હો,
જીવન કી ક્ષણ ક્ષણ મંગલ હો.
શુભ મંગલ હો... શુભ મંગલ હો...

મતિ મંગલ હો, પ્રીતિ મંગલ હો,
જીવન કી હર કૃતિ મંગલ હો...
શુભ મંગલ હો... શુભ મંગલ હો...



# સુને રી મૈંને નિર્બલકે બલ રામ

સુને રી મૈંને નિર્બલ કે બલ રામ,
પિછલી સાખ ભરું સંતનકી આડે સંવારે કામ...ધ્રુ.

જબ લગ ગજ બલ અપનો બરત્યો નેક સરો નહિં કામ,
નિર્બલ હૈ બલ રામ પુકાર્યો આયે આધે નામ....૧

દ્રુપદ-સુતા નિર્બલ ભઈ તા દિન ગહ લાયે નિજ ધામ,
દુઃશાસન કી ભૂજા થકિત ભઈ વસન રૂપ ભયે શ્યામ....૨

અપ-બલ, તપ-બલ ઔર બાહુ-બલ ચોથા હૈ બલ દામ,
સૂર કિશોર કૃપાસે સબ બલ હારે કો હરિનામ....૩

# અંત સમયની ભાવના

પ્રભુ આટલું મને આપજે આયુષ્યની છેલ્લી ઘડી,
ના રહે મને કોઈ બંધન માયાતણું છેલ્લી ઘડી,
મરણ પથારી પાસ સ્વજનો ને સંબંધી હો ભલે,
જોયા કરે આ દેહને પણ ચિત મારૂ નવ ચાલે,
મારી નજર મીઠી ફરે માગે ક્ષમા સહુ જીવની,
પ્રભુ આપજે માફી મને નાની મોટી મુજ ભુલની,
સહેવાય ના મારા થકી એવી પીડા કદી ઉપડે
તો દોડીને હાજર થજે તું તેજસ્વરૂપા મુખડે,
છેલ્લી કસોટી આકરી પ્રભુ મુંઝવે સહુને ઘણી,
કૃપા કરીને તારજે મને ભક્તજન તારો ગણી,
ને ભક્તિદાન આપી કહ્યું રહેજે હવે નિર્ભય બની,
વચન આપ્યું છે ને મને તો પાળજે પ્રભુ હેતથી,
દિવસ ત્રણ બાકી રહે ભગવાન ત્યારે આવજે,
દેહત્યાગના સમયનું દિનનું તું જ્ઞાન મને,
જેથી મંગલ હેતુએ લીન થઈને ડરી શકું,
ચિંતન રૂડું ને ધ્યાન ઉંડુ દિવ્ય જ્યોતિ સ્વરૂપનું,
શરીર બહુ નિર્બળ બને ને શ્વાસ છેલ્લે સંચરે,
વેળા એવી તું આપજે ના હોય અગવડ કોઈને,
પ્રભુ આટલું મને આપજે મને તું આયુની છેલ્લી પળે,
શાન્તિ સમતા સ્થિરતા મને આવીને સહેજે મળે.

